# ખુફીઆ ખંજર !

લખનાર-હોરમઝદયાર
બી૦ માદન.

# " મુંબઈ મજાહ."

## " મશરેક"નું અઠવાડીક પત્ર.

### ( વારસીક લવાજમ રૂ. ૪. )

☞ ૧૯૨૦ ના ઘરાકોને જાણીતા લેખક મી૦ માહનનું લખેલું " ખુરીઆ ખંજર!" ભેટ મલે છે.

આ પત્રના જો તમ્હે ઘરાક હજુણુ સુધી નહીં થયા હોવ તો આજેજ નામ નોંધાવજો, માર્ચ ૧૯૨૦ સુધી (જાનેવારી ૧૯૨૦ના પહેલા અઠવાડીઆથી ) ચઢેલા અંકો મલી શકશે. તમ્હે ઘરાક હોવ તો બીજા સગા સ્નેહીઓને ઘરાક કરવાની જરૂરજ મ્હેરબાની કરજો.

ટુંકી વારતા, બોધદાયક નીબંધો, જન્મ ચરીત્રો, કવિતા, રસીલી બાબતો, રમુજી ફકરા, સ્કેચ, નીતી વરતાવ આરટીકલો, ચાલુ બાબતો પરની રમુજી ટીકકા, ચરચા પત્રો વી૦નો સુંદર સમાવેશ થાય છે.

☞ એક પોસ્ટકાર્ડ "મુંબઇ મજાહ ઓફીસ, કરાફરડ મારકેટ પોસ્ટ, મુંબઇ" એ સીરનામે લખીને નામ નોંધાવો, વલતીજ ટપાલે તમ્હારીપર ભેટનું પુસતક ૧૯૨૦ ના આખા સાલના લવાજમ વી૦ માટે રૂ. ૪|ી૩ સારૂ વી. પી. થશે, અને દર અઠવાડીએ પત્ર પોસ્ટ મારફતે મલ્યું જશે.

બનામે પાક ખુદા.

# ખુફીઆ ખંજર!

એક નોવેલ.

લખનાર-**મી૦ હોરમઝદયાર બી૦ માદન.**

સીકંદ્રાબાદવાલા.

☞ આ પુસ્તક "ખુફીઆ ખંજર!" એના લેખક મી૦ હોરમઝદયાર બી૦ માદને સીકંદ્રાબાદ (દખ્ખણ) ખાતે લખ્યું છે, અને "મુંબઈ મજાહ"ના માલેક તરફથી મી૦ અરદેશર ખરશેદજી દેશાઈના બઝારગેટ કોટ મુંબઈ મધે આવેલા "નવરંગ પ્રીંટીંગ પ્રેસ"માં છપાયું છે.

☞ **આ પુસ્તક "મુંબઈ મજાહ" અઠવાડીક પત્રના ચોથા સાલના ઘરાકોને ભેટ આપવા માટે ખાસ છાપવામાં આવ્યું છે.**

આવૃતી પહેલી

યઝદેગરદી સાલ ૧૨૮૯ ઇસુઇ સન ૧૯૧૯.

તા૦ ૧૫ મી ડીસેમબર.

બનામે પાક ખુદા.

# મારા બે બોલ:

બાદ અઝ શુક્રો સિપાસે ખાલેકે દો જેહાન.–મારાં સુજ્ઞ વાંચકો સનમુખ આ નાનકડું પુસ્તક મેલતાં તે વિષે બે બોલ બોલીશ. એવી અકેકથી ચઢ–ઊતર વાર્તાઓ સંખ્યા બંધ રચીને. 'જામે જેહાનુમાં' 'દિલખુશ' 'ગુલશંને ઈલ્મ' 'દિલ–આરામ' "મુંબઇ મજાહ" વિગેરેમાં લગભગ દોઢ દાયકાથી કદ્રદાન વાંચકોની સેવામાં શોકની સેવા હું કરી ચુકો છું. લેકીન પુસ્તકના આકારમાં બાહેર પડેલાં લખાણોમાં આ મારો બીજોજ દેખાવ છે. લગભગ ત્રણ દાયકાથીબી ઊપર તે ઝમાનાને બરનો એક ઊર્દુ નાટક રચી પ્રગટ કર્યો, બાદ આ મારૂં બીજું પુસ્તક છે જેને બાહેર પાડવાનું દરેક માન મારા મિત્ર 'મશરેક' ને ઘટે છે બલકે ખુણામાંથી બાહેર રૌશનીમાં મને એવણે ખેંચી કહાડયો છે એમ કહું તો ખોટું નથી.

ઉપર કહયું તેમ જો કે મેં ઘણાં લખાણો કર્યાં અને પાક ખુદા ચાહશે તો શોકીન કદ્રદાનોની સેવા બજાવતો રહીશ. તેમ છતાં એક કર્તા તો શું પણ એક સાદા 'લેખક' તરીકેનીબી હું ખોટી મગરૂરી લઇશ નહીં. જેમ મારાં આગળાં લખાણો તેમજ આ પુસ્તકમાંનું લખાણ પણ ઇંગ્રેજીપરથી ઘટતા ફેરફાર સાથ રચવા સિવાય મેં કશું કર્યું નથી.

આ પુસ્તક 'મુંબઇ મજાહ' ના અધિપતી અને બાહોશ લેખક ભાઈ 'મશરેક' ના આગ્રહથી ખાસ લખ્યું છે. અને મુજ નાચીઝ કમતરીનની સાહેબે કલમ વરૂહમની ખિદમતમાં નમ્રતાઈ પુર્વક એ ગુઝારિશ છે કે તેમાં જો કાંઇ ખામી નજરે પડે તો તે પર બનઝરે ઈનાયત ચશ્મપોશી કરવા સાથ એવી સુચના મને કરવી કે ઇન્શાઅલ્લા આયદે એકાદ બીજી એવીજ કોશીશ કરવામાં આવે તો તેવી ખામીઓ તેમાં દર્જ થવા પામે નહીં.

"આ પુસ્તકની ભાષા ઉર્દુમય ખાસ એટલા માટે રાખી છે કે ભાઇ "મશરેક" તેના વખાણનાર હોવા ઉપરાંત આજ કાલ પારસી ભાઇઓમાં એ ભાષાપર વધુ પ્રિતી દીન પ્રતિ દીન વધતી જણાય છે. જો એમ ન હોત તો મુંબઇમાં ઉર્દુ નાટકો કરતી કંપનીઓનું શું થાત?

ઉર્દુ અલફાઝો ગુજરાતી હુરૂફે શુધ્દ લખવા કાંઇ સ્હલ કામ નથી-તે છતાં બની શકતું કર્યું છે. ગુજરાતી 'જ' (J) અને ઉર્દુ 'ઝ' (Z) માટે બે જુદા જુદા અક્ષરો ગુજરાતીમાં મળતા નથી. તેમજ (Z) નો ઉચ્ચાર કરવા સારૂ કેટલાક પ્રેસ-વાળાઓ પાસ "જ"ની હેઠળ મુકેલા આવા નુકતા વાળા અક્ષરો મૌજુદ ન હોવાથી તેવા હુરૂફ લાચારીએ જેમ સાધારણ ગુજરાતી 'ઝ' (જેમકે ઝાડ) તેમજ ફારસી કે ઉર્દુ (Z) ના તલફ્ફુઝ માટે પણ એજ અક્ષર વાપરવાની ફર્ઝ પડી છે, તે સુજ્ઞ વાંચક સ્હેજમાં સમજી શકશે.

અર્પણ પત્રિકા વિષે થોડુંક લખી આ દિબાચો ખત્મ કરીશ. જીવતાંઓને રાઝી રાખનારોનો ટોટો નથી, અને મોટા ઝરદારોને ખુશ કરવા મોટે ભાગે લખાતાં અર્પણ પત્રો કાંઈ ઓછાં નથી; પણ આ પુસ્તક એવા એક અષો જન્નત નશીન બુઝોર્ગની ભલી યાદમાં અર્પણ કરવામાં આવ્યું કે જે આ લખનારના એક પિદર મોઆફેક મહેરબાન મુરબ્બી હતા, જેમની દિલી મહેરબાનીઓ અને શિફકતનો છાપ-ઈનકિલાબે ઝમાના સાથે-વકતના ફેરવાવા સાથે સ્હેજ પણ કમ થવાને બદલે જેમનો તેમ અખંડ તાઝો અને મુસ્તકીમ છે, અને ઈન્શાન અલ્લાહ તાદમે ઝીસ્ત-ઝિન્દેગીના છેડા સુધી-તેવોજ રહેશે.

છેવટે મારાં કદ્રદાન નાઝેરીન-મારાં સુજ્ઞ વાંચકો-ની સેવામાં આ નાનકડું પુસ્તક મુકતાં ઉમેદ રાખું છું કે તે તેમને પસન્દ પડશે—અને તેમ થશે તો મારી અદના મહેનતનો પૂરો બદલો મળેલો સમજીશ.

દોઆગો

સિકંદ્રાબાદ<br>
તા૦ ૧૫ મી ડીસેમ્બર ૧૯૧૫

હો૦ બ૦ માદન.

# ઉપકાર માટે બે બોલ:

પાક યઝદાંનું પવીત્ર નામ ઝબાન પર પહેલાં લઇશ. મી૦ મોહનના દીબાચા પછી મ્હારે માટે લખવાનું તો બાકી નથી, મગર મી૦ મોહન જેવા એક લાયક લેખક માટે થોડાક શબ્દો નહીં લખું તો મ્હને ભય છે કે હું એ મ્હેરબાન બુઝોર્ગ બીરાદરે કીધેલા ઉપકારની કીમત કરતો નથી. બીરાદર હોરમઝદયાર બી૦ મોહન એક ઘણા સારા લેખક છે, દુન્યવી જંજાળથી કમ ફુરસતે હોવા છતાં એવણે જે કાંઇ અત્યાર સુધીમાં લખ્યું છે તેથી એ ચીઝ વગર શકે પુરવાર થઇ છે કે એવણ એક અચ્છા લેખક છે અને એવા એક સારા અને લાયક લેખકથી વાંચનારો વર્ગ અજાણ રહે એ મ્હને પોતાને એક લેખક તરીકે ખટકયા કરતું હતું. કલમની કીમત કેટલી છે તે તો કલમના ચલાવનારાઓજ જાણી શકે, અને તેથી મ્હારી નાચીઝ શકતી મુજબ જો હું મી૦ મોહનની ઝોરદાર અને મીઠી ઝબાન ધરાવનારી કલમનો લોકોને આજે કાંઇક ખીઆલ આપી શકયો હોઉં તો તે માટે હું જાનો દીલથી ખુશી છું. હું મ્હારા લેખક–બીરાદરોની ચહડતી જોવા હંમેશા તલબગાર છું, અને જે લેખકો બીજા લેખકોની ચહડતીને જોઇને અદેખા બની તેમની હરબહાણે ગીબત કરવા ઉતરી પડે છે તેમને હું ખરા અંતઃકરણથી ધીકકારૂં છું.

મી૦ માદનને ટુંકી ટુંકી કેટલીક વાર્તાઓ લખી છે અને એક બે લાંબી વાર્તા પરબી કલમ ચલાવી છે, હું ઇચ્છું છું કે મ્હારા એ બીરાદર ભવીષ્યમાં ઘણું ઘણું લખે, અને "મુંબઈ મજાહ"ને કદી નહીં ભૂલે.

એમની આ વાર્તા "ખુરીઆ ખંજર!" મ્હને મ્હારા "મું૦ મ૦"ના ઘરાકો માટે એક સારી જેવી ભેટ થઈ પડશે એમ લાગ્યું. વાર્તા છપાયા બાદ મેં એબી જોયું કે મ્હારા મ્હેરબાન ઘરાકોને માટે ભેટની ચોપડી ન્હાની થઇ પડશે, જેથી એમની એક બીજી વાર્તા મંગાવી જે એ બીરાદરે એકકે બોલે ટુંક વખતમાં લખી મોકલી, અને તે "બદસ્આશ"ના મથાળા હેઠળ આ "ખુરીઆ ખંજર!"માં સમાવી છે. મી૦ માદનનો હું આ ટકે ઘણો ઘણો ઉપકાર માનીને મ્હારાં માનવંત ઘરાકોનોબી ઉપકાર નહીં ભુલતા હુવે રજા લઇશ.

"મુંબઈ મજાહ" ઑફીસ,
ક્રાફર્ડ મારકેટ પોસ્ટ,
મુંબઈ, તા૦ ૧૫-૧૨-૧૯.

"મશરેક."

# અર્પણ.

મારા પિતા સમાન મુરબ્બી મ્હેરબાન
દસ્તુર બ્હેરામ દસ્તુર જામાસ્પ
જામસ્પઆશા
જન્નતનશીન મર્હુમો મગફુરની
અષો યાદમાં
આ
નાનકડું પુસ્તક
અહેસાનમંદ જીગરની લાગણી સાથ
અર્પણ કરૂં છું.

હોરમઝદયાર.

સીકંદ્રાબાદ ૧૯૧૯.

અનામે પાક ખુદા.

# ખુફીઆ ખંજર!

ઉર્ફે

# મીનુ મડમ!

(એક દિલકશ ડિતેકટિવ દાસ્તાન.)

લખનાર—**મી૦ હોરમઝદયાર બી૦ માદન.**

(સીકંદ્રાબાદ.)

## પ્રકરણ ૧ લું.

### પરાક્રમનો આરંભ.

રમણ્ય મુંબઇ નગરીના એક એકાંત લત્તાપર એક શરાબી પેઢી આવેલી છે. જુના કાળની આ પેઢીએ આગલી સદીમાં ધિકતો ધંધો કરી દ્રવ્ય તેમજ નામના મેળવ્યાં હતાં. પણ આ પેઢીની તવારિખ—તેના ઇતિહાસ—સાથ આપણને હમણાં કામ નથી.

ધારા પ્રમાણે પેઢીના શેઠીઆ અને વાણોતરો સૌ સૌને કામે વળગ્યા હતા એવામાં એક અસલી ઢબનાં પારસી ડોસાં દાખલ થતાં

જણાયાં. તેમણે આવતાજ ધડાકો કીધો કે "કુમરજીની પેહરી એજ કે ?"

બારણા ઉપર ઉભેલા લાલ્યા દરબાને જવાબ દીધો કે "ઇજ કુમરજી કાવછજીની કુંપણી સે."

"હેં ! સું બોલ્યો ? એજ કુમલી ? કુમલી કોન મહીરાં મુઇ મુવેલી છે ? અરે મન તું કોન છે ? હું તો કુમરજી કાકાને મલવા માંગુછ."

"હું તો મારી માંનો એક પુરો પોયરો ભાણ્યો, તે મકુજે છેકે મને ભાઠેથી મંબઇ આણ્યો–ને—"

"ભાનીઓ ને દોકી ધરી તાન્યો ! એ તારી લબ્બાસ છોરી દે; મને ઘનું–ઘનું–ઉ–જ અગતનું કામ છે. બસી મરની કે તારા સેઠ કહાં છે ?" ડોસાંએ ધરતી ધ્રુજાવી નાંખી.

"અરે તારીની ! પયણ એ ડોસ્કી મા, તું મરવા (મલવા) કેને માંગતી સે ?"

"ઓ તારૂં સર સમસાનમાં જાયરે તારૂં ! હું દોસી, ને મુવો તું ઝોરીમાંનો દુકતો કે ? ઓ વાય ! બાઇ મનીખ સાથે એવાંજ સલુકે વાત કરવા સિખવ્યોછ કે ?"

"અરે, મોટાં બાઇજી, મને માપ કરો ! કોણને મરવા માંગો ?"

"મરની મુવા તુંજ ! તારો કોઇ શેઠ છે કે નહીં ?"

"છેટ તો સે: પયણ તમે છું કે'વા માંગતાં સો તે હું છું જાણું ?"

"મરેરે, કંઇ આય મુવોબી જીદ્દી છે ! નોકર માણસને એટલી

બધી પંચાતી! જાને-જાને-જાને જીવ એવો ભીકરી આગોછ કે મારા ધુરે ભરેલી સપાટથી એ મુવાના બરડાની ધૂર પખોડી નાંખું!"

"પયણુ બાઈ મોટા છેઠને ભેટવા માંગો કે નાનાને?"

"નાંલ્લો ને મો-તો કોઇબી ચાલસે."

"વારૂં, પયણુ તમે શું કરવા આવેલાં કરી કેહું?"

"મુવો કોઇ આય બોસીલો મનીખ છે? મુવો પોંતાની જીદ મુકતોજ નહીં! લે; ધૂરવારી તારાં નામ પર. કેહ કે હું લાંબે વેરથી ચાલી ચલાવીને જનસ ધન્ને મુકી કરજ લેવા આવીછ. મરેરે, એક તો ચાલતાં ચાલતાં ફુસ નિકરી ગેઇ ને ઇહીં ઊભાં ઊભાં તાંટીઆ તોડવા પરેછ!"

પેલો લાલ્યો અંદર જઇ બે મીનીટમાં પાછો ફર્યો.

"મોટી મા, બેઉએ છેટ કામમાં રોકાયલા, તે કેહ જે તમે કોઇ બીજે ટાણે આવજો. પયણુ તમારૂં નામ પૂસી લેવા કીહેલું."

"બલા જાનેરે! આય તો કેહું ઘેલા ઘાંચીનું કટમ! તારા શેઠ થતાને કેહ કે ચાંદનબાઇ ચિમોરવાલાં છેક ચંદનવાડીથી ચાલતાં આયાંચ, ને મલવા વગર અહીંથી જવાનાં નથી. જો વરી તીઆરની કંઇ મને હેરાન હેરાન કરેચ એતલી થોરી!"

"ચંદનવારીથી ચાંદન ડોછાં આવેલાં કરીને હું કહેવછ; અને તમે છિધારો; કોઇ દહારે આવજો."

"એ મુવો શું ઘાસ ખાઇને પેટ ભરતો બોસે! બોંજીઆના જનીઆ! હું મરી જવસ તો બી તારા શેઠને મલીઆ વગર તો

નથીજ જવાની. ખીસ! મુવો પારાની કાની વચ્ચે અફુાઇને શાનો ઊભોચ ? ચાલ હું જ તારા શેઠ પાસે જાઉં!"

ભાણ્યો ગોયા સુડી વચ્ચે સોપારી થઈ પડયો. લાચાર! ફરી એકવાર તે શેઠીઆઓના ઓરડામાં ધુસ્યો અને પાંચ પળમાં પાછો ફરી બોલ્યો:—

"બહુ. બહુ કામમાં રોકાયલા સે: હમણાં તો એમના માં–બાપ સર્ગમાંથી આવે તોએ પોતાના કાંમપરથી ઉઠે નીહ–હોવે!"

"મરેરે! મારોબી સુધલો બરે! ઓલા કેહ તેમ 'સાઠી ને બુધ્ધી નાઠી"–તે મને ફોમજ નહીં આવી. આએ કાગજ મારા બનીઆનના ગજવામાં પરી રહેલું તેની મને યાદજ નહીં આવી! લે એ તારા શેઠને આપ કે તેની ને મુવા તારી બી સુધ ઉઘરે!" ભાણ્યાના હાથમાં એક કાગળની કાપલી મુકતાં પેલાં ડોસાં બોલ્યાં.

ભાણ્યો તે કાપલી લઇ અંદર ગયો અને પેઢીના નાના ભાગ્યા કાવસજીના હાથમાં તે મુકી. કાવસજીએ તે નિચે મુજબ વાંચી:—

**"વહાલા સાહેબ,**

આ રૂકકો લાવનાર શખ્સ ગમે તે વેશમાં તમારી પાસે આવશે. એ તેજ શખ્સ છે કે જે તમારૂં કામ સરંજામે પહોંચાડશે. મારી આખી ફોજમાં એથી બહેતર કોઇબી મારી નજરમાં નથી.

લી૦ તમારો વીશ્વાસુ,

**પી૦ પોલીસ્ટન**

મુંબઇની છુપી પોલીસનો સુપ્રીન્ટેન્ડન્ટ."

કારસાઝ કાવસજી સમજી ગયા કે મામલો શું હતો. તેવણે ભાણ્યાને કહ્યું કે "જા, એ બુઝોર્ગ બાઇને બા ઇઝઝત લઈ આવ."

"છેટ, બુચોબાઇ તો કોઈ આવેલાં નિહ સે છતો ચાંદન દોછાં આવેલાં ને વરી બાજટ લાવવા કેહતા સે, તે કીઓ બાજટ લાઉં?"

"ઓ બુબખ, બાજટ શાનો લાવી મરેછ? હા, હા! એ ચાંદન બાઇનેજ માન ઇઝઝત સાથે અંદર લઇ આવ."

"યછ-છર, અવે છમજેલો" ભાણ્યો બાહેર પડયો, અને એક મિનીટમાં પેલાં ડોસાંને તેડી લાવ્યો.

ચાંદન બાઇએ દાખલ થતાંજ તરારો કીધો કે "ગામના ગવન્દર કે રાજા ઇન્દરની દરબારમાં જતાં જેટલી હાડમારી નહીં તેટલી તમુને મળવા આવનારને મુસીબત પડે! ઓ વાય! એ તે વેપારીની રીત? ગરીબ તેબી ઘરાક, ને મોટું તેબી ઘરાક! મારી પાસે કંઇ થોરૂં વીઆજ લેવાના છેવો?"

"માફ કરો બાઇ—પણ અમારાં કામમાં અમે એટલા ગુંતાયલા રહીએ છીએ—કે—કે—કે—તમારૂં નામ શું?"

"ઓ વાય! તમારૂં ધક બરેરે! તમે ધંધો સું કરતા હોસો! અત્તર ઘરી તમારો પેલો દુબરો મારૂં નામ તમને કહી ગીઓ ને વીસરીબી ગીઆ? મારૂં નામ ચાંદનબાઇ—ચાંદનબાઇ ચીમોરવાલાં."

"ફરમાવો ત્યારે ચાંદનબાઇ. તમારો શો હુકમ છે?"

"મારાં ભાઠેના સાત ખેતરો તમોને ઘન્ને આપેલાં છે."

"જી—નહીં—તમે શું બોલોછ—!" કાવસજી અસલ મતલબ ન સમજવાથી સ્હેજ ગુંચવાયા, પણ બીજીજ પળે પેલાં ડોસાંએ ઇશા-

રત કરતાં તુરત વાત ફેરવી તોલીને બોલ્યા "હા, હા, હવે યદ આવી." અને પછી કાવસજી અને ચાંદન ડોસાં વાતે વળગ્યાં.

વાતચીત દરમ્યાન ડોસાના ડોળા બ્લુ ચશ્માામાંથી ચારે તર્ફ નિગાહ દોડાવતા હતા. તેણી એવી રીતે ગોઠવાયલી હતી કે સામેના ઓરડામાં બેઠેલા કારકુનોપર તેની નઝર પડતી હતી, તેમજ જે ધણી સાથે તેણી વાતમાં ગુંતાઇ હતી તેનેથી થોડેક છેટે બેઠેલા એક ચોકકસ શખ્સપર તેણીએ ચોકકસ નઝર રાખી હતી.

જાણે તેણીને કળ પડતી ન હોય તેમ કુરસીમાં આમ તેમ ફરવા લાગી. કાગળના કડકા સાથે કાંઈ ચેડાં કહાડતી હોય તેમ તેબલપર પડેલા એક પુરઝાપર કાંઇ લખી તે પુરઝો કાવસજી તર્ફ ધકેલી તે વાંચવાની ઈશારત કરવા સાથ પોતાનો ઠાલી પટપટારો ચાલુ રાખ્યો, તે પરચાપર તેણીએ લખ્યું હતું કે:—

"પાસેના ઓરડામાં બારણાં આગળની ટેબલપર લખવા બેઠેલો કોણ છે?"

કાવસજીએ તે ઉપર નિચલું લખી તે પરચો પેલીની આગળ સેરવી દીધો:—

"અમારી કુંપનીમાં જોડાયલો નવો ભાગ્યો."

ડોસાંએ પોતાની પાસેનું નાનું પોટલું ખોલ્યું. તેમાંથી વગર જીવની બે ત્રણ વસ્તુઓ સાથે એક અજબ બનાવટની નાની આરસી ખેંચી કહાડીને પોતાની સામે ટેબલપર એવી રીતે ગોઠવી કે પાસેના ઓરડાવાળા શખ્સની દરેક હિલચાલ તેણી આસાનીથી તેમાં જોઈ શકે. દમ વગરની બીજી ત્રીજી વાતોમાં વેળા ગાળતાં પેલીએ પાસેના

ઓરડાવાળાપર ખાસ ધ્યાન રાખ્યું. તે ઇંગ્લીશ સુટમાં સજ્જ થયલો 'અપ-ટુ-ડેટ' જવાન્યો હતો. આજ કાલની ફેશન પ્રમાણે દાઢી મુછ સફાચટ કરી 'સદાન્યો' બનેલો તે જવાન્યો ચાલાક હોશ્યાર અને કુનેહબાઝ હોવા સાથે દગલબાઝ અને કાવત્રાંબાઝ પણ હોશે જોઇએ એમ તેની મુખમુદ્રા ઉપરથી ચાંદનબાઇની અનુભવી આંખોએ જોઇ લીધું; જો કે કોઈ બીજા સાધારણ આસામીને તો તે શખ્સ એક ભલો, ભોળો, ને પ્રમાણિક મર્દ દેખાય, પણ પેલા બ્લુ ચશ્માવાળી ચક્ષુઓએ તો વધારે એમ પણ ખાત્રીથી માન્યું કે તે પૂરો બદમાશ, લોભી બલ્કે કામ પડે તો ખૂન કરવાને અચકાય નહીં તેમાનું નંગ હતું. વળી તેણીએ એમ પણ ખાત્રી કરી લીધી કે મનના જુસ્સાઓને દાબી શાંત દેખાવ કરવાના હુન્નરમાંબી તે પ્રવિણ દિસ્તો હતો. ટુંકમાં તે શરીફ દેખાવનો બદમાશ હતો—મોરના પીછમાં કાગડો હતો—ગૃહસ્થના દેખાવમાં ચાંડાળ હતો—ઇનસાનના આકારમાં શયતાન હતો.

જાણે પોતાનું લેણદેણનું કામ પુરૂં થયું હોય તેમ કાંસી કુંસીને ડોસાં ઉઠયાં, તે વખતે કાવસજીએ હળવેથી પુછ્યું:—"કાંઇ આશા છે કે?"

"ખાત્રી પૂર્વક ચોંરાયલા દસ્તાવેઝોનો ચોડો ગોયા મારા હાથમાં હોય એટલી મારી ખાત્રી થઈ છે."

"શું બોલોછો, બાનુ?"

"એમાં ઝરાકબી ભૂલ નથી-હું તે દસ્તાવેઝો એકકે એક તમારા હાથમાં લાવી આપીશ."

"તમે અહીં આવ્યાં તે પહેલાં ગુનેહગાર કોણ છે તે જાણતાં હતાં કે?"

"હાજ તો વળી."

ઉતાવલમાં ઉપલી વાત ચીત કરી લઇ કાવસજીઆએ પોતાનો ભાગ બજાવવા માંડયો:—

"આએ બારણાંમાંથી આવો બાઈ, મકુજે ચાંદનબાઇ તમારો હિસાબ કેવો ચોકખો અમોએ રાખ્યોછ, તેની તમારી ખાતરી થઈ?"

તેઓ જે ઓરડામાં પેલો શરીફ બદમાશ બેઠેલો હતો તેમાંથી પસાર થઈ બીજા એક ખાનગી ઓરડામાં દાખલ થયા, અને કાવ-સજીએ તેના કમાડ વાસ્યાં. તેઉણ બોલ્યાં:—

"તમે 'દિતેકટિવ' છોની?"

"હા, સાહેબ."

"માફ કરશો, પણ મને કહેશો કે આપ ઔરતના વેશમાં મર્દ છો કે ખરેખર એક ઔરત?"

ચાંદન ડોસાંએ ઝરા મોંહ મલકાવતાં કહ્યું: "શું હું એક ઔરત જેવી નથી લાગતી?"

"લાગોછ તો ખરાં; પણ બહુરૂપીને કોરે બેસાડે એવા બાહોશ દિતેકટિવો શું નહીં બજાવી શકે?"

"માફ કરજો મહેરબાન; હું કોણ છું તે જાણવાની કનવાર ના કરો; તમારો માલ તમને મલ્યા બાદ એવી વગર જીવની વાતોથી જીવ બહેલાવવાનો ઘણો વખ્ત ફાઝલ પાડી શકાશે; હમણાં તો દરેક પળ કિમતી છે."

"ત્યારે ગુમ થયલા દસ્તાવેઝો—ખોવાયલાં કીમતી કાગળો–હાથ લાગવાની તમને પૂરેપૂરી ખાતરી છે?"

"સોએ સો ટકા, સાહેબ."

"ઠીક ત્યારે." કાવસજી બોલ્યા. "પણ તમારે એ ઠગારા ફીરોઝ સાથે ઘણી હીકમતથી કામ લેવું જોઇશે. એ બરો બાહોશ બદકાર છે. ભલા ભલાને ઉલથાપ આપી ચુકો છે. એ બદમાશને–બલ્કે–ખરૂં કહું તો પેલી ગુનેહગારને ફસાવવાનું ઘણું મુશકીલ છે."

"એ મામલામાં સ્ત્રીનો હાથ હોય એમ શા ઉપરથી તમો ધારો છો?"

"ત્યારે તમારા વડાએ બધી વાતથી તમને વાકેફ નથી કીધાં?"

"તેવણે દરેક ખુલાસો કીધો હતો–પણ—"

"ત્યારે તમોએ જાણવું જોઇએ કે આ કામમાં ઔરતનો હાથ હોયાનું અમો શા કારણથી માનીએ છીએ."

"એ મામલામાં કોઇ પણ સ્ત્રીનો હાથ હોય એમ માનવાની હું સાફ ના પાડું છું."

"તમે મને હયરતના દર્યામાં ડુબાડો છો!"

"હજી તો અજાયબીના બંબના ધડાકા પર ધડાકા સાંભળશો. એક હફતામાં–સાત દિવસમાં–નવાઇની વાતો સાંભળશો, અને અજાયબીમાં ગર્ક થશો."

"અરે પણ એ લુચ્ચા ફિરોઝને તમે બરાબર જોયો બી નથી ને..."

"તમો ધારો છો તે કરતાં વધારે જોયો છે, બલ્કે તપાસી જોયો છે, મહેરબાન."

વળી પાછી લેણદેણની ધુળ જેવી વાતોનો અકઅકારો કરતાં કાવસજી અને ચાંદનબાઇ પાછા આગલા ઓરડામાંથી પસાર થયાં કે જ્યાં પેલો શકમંદ શખ્સ--કુંવરજી કાવસજીની કુંપનીનો નવો નાનો ભાગ્યો—જેને હવે આપણે જેહાંગીરને નામે ઓળખીશું-બેઠેલો હતો. જેહાંગીરની ટેબલ આગળ એક ઠસ્સાદાર દેખાવની જવાન પારસી સ્ત્રી દમામમાં ઉભેલી જણાઇ.

"વલી આ ચ્હેરેનમુન નાર કોણ છે ?" ચાંદનબાઇએ પૂછ્યું.

"અમારા ભાગ્યા જેહાંગીરજીના મામાની દિકરી પંજાબથી આવેલી કહે છે, અવારનવાર અહીં મળવા આવે છે: પણ અમે જે આરત વીશે ખબર આપી છે તેને આ બાનુ સાથે ભેળી નાંખવાની ભૂલ કરશો નહીં, એને અને એ લુચ્ચા ફિરોઝ વચ્ચે કશો સંબંધ નથી."

ચાંદન ડોસાં હવે સીડીપરથી ઊતરતાં બોલ્યાં:—

"બોલતી ઓવરાઉં બાપા, હજુન હું છ સાત દહારા મંબઇનાં મારી ભોજાઇની બહેનના ઘેરમાં રેવસ, તેટલાં વરી કંઇ કામ પરસે તો તમને તસકીર (તસ્દી) આપસ મરૂં."

જતાં જતાં તેણીએ ફરી એક વાર ફિરોઝને ધ્યાનથી જોઇ લીધો, આખી રાત પીડે પીડે પીને પડનાર કે રખડનાર છાકટા જેવો તે મુદ્દલ જણાયો નહીં. તેના નવ જવાન ખુબસુરત ચ્હેરાથી સાફ ઝાહેર હતું કે તે નેક અને ભલો મર્દ હતો. એવા એક જવાનને શીર ચોરીનું આળ કાં મૂકવામાં આવ્યું હશે તે એક અજાયબીજ હતી. રસ્તે ચાલતાં ચાંદનબાઇ કે જેને આપણે એકસ્ત્રી 'દિતેકટિવ' તરીકે ઓળખીશું—તેવણે વિચાર્યું:—

"ભેદ ભરમનો જબરો ગુંચવાડો લાગે છે! એ માંથી ખરો ચોર કોણુ હશે? જો કે મારી ખાત્રી છે કે ફિરોઝ નિર્દોષ છે; પણ ત્યારે બીજાનો દેખાવ કયાં નિર્દોષ નથી? પણ સબર! ઝરા વધુ તપાસની અગત્ય છે."

તે ગલીને નાંકે જઇ તે ડોસાં એક દરજીની દુકાને ઝરા થાક ખાવા બેઠાં—થોડી વારે તેઓની સામેથી એક 'અપ-ટુ-ડેટ' જવાન ઔરત લટકો મટકો કરતી પસાર થઇ. તે તેલીજ સ્ત્રી હતી કે જે જેહાંગીર આગળ ઊભી હતી. તેણી થોડેક છેટે ગઇ કે તુરત ડોસાંએ તેની પૂઠ પકડી અને વિચાર્યું કે "આખીરશ એ મામલામાં બૈરીનો હાથ હોવાનું ખરૂં પડે એમ લાગે છે. પાક ખુદા શું દેખાડે છે તે જોઇશું!"

અત્રે ખુલાસો કરીશું કે મુંબઇની છુપી પોલીસમાં એક ઇંગ્રેઝ બાનુ 'દિતેકટિવ' લન્ડનથી આવી જોડાવાની અને તેણીએ કરેલાં તરેહવાર પરાક્રમોની અજબજા તારીફ થતી હતી—લેકીન તેણી કોણ છે કેવી છે અને કયાં રહે છે તે કોઇ જાણતું નહતું, અને એજ બાહોશ બાનુને તેના વડાએ ઉપર વર્ણવેલી ચોરીનો પત્તો મેળવવાનું બિકટ કામ સોંપેલું હતું.



# પ્રકરણ ૨ જું.

## રક્ષક મિત્ર.

આપણી વાર્તાનું મંડાણ થાય છે તેની સ્હેજ વખત અગાઉ ફિરોઝમાદન મઝકુર પેઢીમાં જોડાયો હતો. તે જવાન ચંચળ પણ નમનતાઇ ભરેલો, સોહામણો પણ સાદો, અને પ્રમાણિક તથા સાચ્ચો હતો. તે પોતાની વિધવા માતા અને નાની બેહન સાથે આબરૂ ઇઝઝતથી પોતાનું ગુઝરાન કરતો હતો; પોતાના નાના પગાર સિવાય આમદાનીનું કોઇ બીજું સાધન ન હતું.

જે દિને પેલી બેદી બુઢી ઔરત ચાંદનબાઇ, કુંવરજી કાવસજીની કુંપનીમાં આવી હતી તેજ સાંજે ફિરોઝ પોતાનાં સાદાં પણ સુઘડ ઘરના એક એકાંત ઓરડામાં ગમગીન બેઠેલો જણાતો હતો—જાણે કેવીક આફત તેનાપર આવી પડી હોય—કેવોક ગુનાહ કીધો હોય તેમ હયબત અને રંજથી તેના મોંહપરનો રંગ ઊડી ગયલો દેખાતો હતો, તે ભર જવાન છતાં જાણે એકાએક ઘરડો થઇ ગયો હોય એવો દિસ્તો હતો. તેની ચાલચલણ—રેહેની કરણી—જરા પણ દોષ કે ડાઘ વિનાની હતી. તે દારૂનાં નુકસાનકારક પીણાથી ડરીને દુરજ રહેતો હતો–નકામા નાટકો કે સિનેમામાં સકમાઇનો પૈસો બરબાદ કરતો ન હતો; એમ છતાં થોડાક દિવસ થયા તેની રીતભાત બદલાયલી દેખાતી હતી. કોઈ કોઇ વાર મોડી રાત સુધી તે ઘર આવતો નહીં; એક બે વાર તેની અસીલ માતાએ જોયું કે દારૂની દુર્ગંધ, અને આંખમાં ઝુંપણ સાથે તે લથડતો હતો; રખેને પોતાનો

વહાલો અને ભલો એકપૂરો દિકરો બદીના ગારમાં પડગો હોય, રખેને કોઇ મુસીબતમાં તે આવી પડે, એવા એવા વિચારોથી તે બાપડી મુંઝાવા લાગી. પણ એકવાર ફિરોઝે કાંઇ ખુલાસો કરવાથી તેણીને દિલાસો મળેલો લાગ્યો. તેણે જે ગુનાહ કબુલ્યો હતો તે તેણીની ધારણા જેવો અઝીમ કે મોટો ન હતો એમ તેણીને ધીરજ મલી હતી, તેણે એક વીચીત્ર ખુલાસો કીધો–કે–જે કોઇબી માનવાને અચકાય, તે ખુલાસો આ હતો. કે પેઢીના એક ભાગ્યા કાવસજીનો એક દીકરો હતો, જે ઝાહેરમાંતો એક બ્યાજખાઉ મારવાડીનો દેખાવ રાખતો પણ બહુજ ખરચાલુ અને ઉડાઉ હતો. એક વાર તંગીમાં આવી પડવાથી તેણે બાપની પેઢીમાંની એક તીજોરીમાંથી કોઇ ઘરડી સ્ત્રીનાં ઘરેણાં જે સલામતીને સારૂ ત્યાં રાખેલાં હતાં તે તફડાવ્યાં અને કોઇ યહુદીને ત્યાં ઘરણે મુકયાં અને તેની પાસથી એક મોટી રકમ બ્યાજે લીધી. મુંબઇની એક ખ્રિકતી પેઢીના ધનાઢ્ય ધણીના એક પુરા વારેસ બેટાને ધુમ ધીરવામાં આગળ ચાલતાં છકકાંજ પડશે એમ તે યહુદીએ વીચાર્યું અને તેણે તે ઘરેણાં પચાવી પાડવાનો ગોખા નિશ્ચયજ કર્યો હોય તેમ ન તો તે પોતાના પૈસાની ઉઘરાણી કરતો કે તે બ્યાજનો તકાઝો લગાડતો.

જે તીજોરીમાંથી ઉપલાં ઘરેણાં કહાડી લેવામાં આવ્યાં હતાં તેમાંના તમામ અસ્બાબનો હિસાબ કિતાબ ફીરોઝને જુમ્મે હતો જ્યારે તેણે ચોરી થયલી જાણી—ત્યારે કુદરતી રીતે તેણે તેની પહેલી ફર્યાદ શેઠના છોકરા આગળ કરી–કારણ કે તેની સાથે તેને ઘણું સારૂં હોવા ઉપરાંત કાવસજીએ પહેડીના કામકાજનો અનુભવ મેળવવા ફિરોઝ સાથે ઓફીસના કામમાં રોકયો હતો, જેથી ફિરોઝની કુંચીઓ વારંવાર તેના હાથમાં પણ જતી

અને તે વતી કામનેસર તે તીજોરીઓ પણ ખોલતો. પોતાના સાથી અને દોસ્તની મુશ્કેલી સમજી જઈ કાવસજીનો દિકરો જેનું નામ કેરશાસ્પ હતું તેણે પોતાનો ગુનાહ કબુલ કરી આજેઝીં કીધી કે તેની આબરૂ બચાવવી. એટલુંજ કરી તે થોભ્યો નહીં, પણ પોતાના ગુનાહમાં ગોયા તેને ભાગ્યો બનાવ્યો! કેરશાસ્પ આવુ કાળું ધોળું કરી કરાંચી ઉપડી ગયો પણ જવા પહેલાં બાપડા ફિરોઝની મુંડી યહુદીના હાથમાં આપી ગયો—યાને ફિરોઝને કર્ઝ અને બ્યાજનો જુમ્મેદાર બનાવ્યો, અને તે ભલા જવાને ભલાઈ કરવા પોતાને માથે ઊઠાવી લીધો. ૭ મહીના સુધી પોતાની ટુંક કમાઇમાંથી ભારે બ્યાજ ભરતાં ભરતા થાકો, એવામાં કેરશાસ્પ પણ પાછો આવ્યો, તેને ફિરોઝે ઘણા કાલાવાલા કીધા કે હવે બને તેમ જલ્દી પેલાં ઘરેણાં ઘરડા યહુદીને ત્યાંથી છોડવી લાવવાં, નહીં તો તેની માલેક એકાએક આવી માંગણી કરશે તો પાપનો ઘડો ફુટી જશે. પણ તેની સમજા-વટપર કેરશાસ્પે કશું લક્ષ દીધું નહીં. પણ હવે ફિરોઝની કમબખ્તી પૂરી જાગી. કેરશાસ્પ કોલેરાના દુષ્ટ રોગનો ભોગ થઈ માર્ગે લાગ્યો, અને ફિરોઝ મુસીબતમાં આવી પડયો. ચીકાસદાર ગ્રહાકનાં મરણથી યહુદી ભાઇની ચશ્મો ફરી ગઇ. તેણે માત્ર બ્યાજનો તકાઝો નહીં કીધો બલ્કે અસલ રકમની ધધરાવીને ઊઘરાણી કરવા માંડી. અફસોસ! તે કીઆ ચુલુલામાંથી લાવે? ફિરોઝ ગભરાઇ ગયો; જેલમાં જવાનો વખત નઝદીક આવતો જણાયો; પોતાની રાંક અને વૃધ માતા કેવું દુઃખ પામશે તેના વિચારથી તેનું કલેજું ચીરાઇ જવા લાગ્યું? તેણે ખ્યાલ કીધો કે સઘળો ભેદ કાવસજીબાને કહી દે; પણ જે દિકરાને ગોયા એક સત્યનાં પુતલાં મિસાલ પુંજતો હતો, તેનાં મરણ બાદ તેની બદગોઇ થતી સાંભલી તે સાંખી શકશે કે? તે કદીબી માનશે

કે? નહીં; હરગીઝ નહીં; તે તો સામો ફિરોઝનો વધારે દુશ્મન થઇ લાગી કાલનો દુકાળ આજેજ પાડે.

ગરીબ બિચારો ફિરોઝ! બ્યાજનાં નાણાં ભરવાનો દિવસ માથે આવી ચઢ્યો હતો, પણ તે લાવે કયાંથી ?

બીજી સવારે નોકરીએ જતી વેલા ફિરોઝે પોતાની માને કહ્યું કે તે રાતે મોડો આવશે.

તેની માતાએ જોયું કે આજે તે ઝરા વધારે ખુશાલ દેખાતો હતો. પણ તે હેતવંતી માતાને થોડીજ ખબર હતી ફિરોઝના ગજવામાં એક ભરેલી પીસ્તોલ હતી, જે તેણે આપઘાત કરવા રાખી હતી. તે પોતાની દુઃખી જીંદગીથી બેઝાર બની ગયો હતો—ધડકધુજારાનાં જીવતરનો અંત લાવવાના ઠરાવપર આવ્યો હતો.

"હા, પગલું ઝરા ઉછાછળું હતું ખરૂં; પણ બીજા કેટલાક બદમાશોની માફક તેણે દામ્મન-કે-દમ્મનનો રસ્તો લઇ સંતાઇ ભરાઇને કોહલાં કુત્રાંનાં જીવતરે જીવવા કરતાં મરવું વધારે પસંદ કર્યું હતું.

પહેડીપરનાં કામથી પરવારતાંજ પાધરો તે લોહીચુસુ ઘરડા યહુદીને ઘેર ગયો. તેને ઘણો મનાવ્યો પતાવ્યો કે બ્યાજમાં કાંઇ કમી કરે, લેકીન તે દયાહિણ દૈત્યે તો દેવાંના તમામ નાણાં એકદમ ભરપાઇ કરવાની સખ્ત માંગણી કરી દીધી; નહીં તો ઘરેણાં વેચી નાંખવાની ધમકી આપી.

અફસોસ! થઇ ચૂકયું! દિવાબ-તી થયા હતા! અંધારૂં વધ્યું જતું હતું. ફિરોઝ પેલા યહુદીના ઉંબરપરથી રડમસ ચહેરે ઊતર્યો.

તેણે ધીમાં પણ મક્કમ કદમે મહાલક્ષ્મીના દર્યા તર્ફનો રસ્તો લીધો. તે વિચારના વમ્મળમાં એટલો બધો વિંટળાયલો હતો કે આસપાસનું તેને કશું ભાન નહતું. તેની અલ્લાને બી ખબર નહતી કે તેનાથી થોડાંજ કદમ છેટે એક જવાન ખુબસુરત શખ્સ તેની પાછળ ચાલતો હતો. ફિરોઝ તેમજ તેની પૂઠે પડેલો શખ્સ છેક દર્યાને કાંઠે આવી પૂગ્યા. વખત ભરતીનો હતો. ઊછાળા મારતા મોજા જાણે આસમાનપર ચઢવા માંગતાં હોય તેમ બરાડ મારતા કિનારે આવી જોશથી અથડતા હતા. આસપાસ કોઇ ઇન્સાન કે હયવાન—ચરંદ કે પરંદ જણાતું નહતું. નીચે ધરતી અને ઉપર આસમાનની વચ્ચે પોતાને ફિરોઝે એકલોજ જોયો. જો કે બહેસ્તમાંથી તે પાક દાદારની દ્રષ્ઠી સિવાય તેની નજદીકમાંજ એક ઇન્સાનની આંખ્યો તેના ઉપર ચોંટેલી હતી.

જે ઠેકાણે કિનારો ઉંચો હોવાથી પાણીનું ઉંડાણ વધારે હતું, અને એકવાર અંદર પડયા પછી પાછો ઝમીનપર પગ મુકવો મુશ્કીલ હતું તેવા એક ખડકપર ફિરોઝ ચઢયો, અને ગજવામાંથી પિસ્તોલ ખેંચી કહાડી.

તેની પાછલ ઉભેલો છૂપો શખ્સ સમજી ગયો કે પેલો નવ જવાન શખ્સ પિસ્તોલથી બેજાન થઇ દર્યામાં પડવાનો વિચાર કરતો હતો કે પછી તેનો પ તોજ નહીં મળે.

એક પળ પણ ખોહવાની નહીં હતી. એક ગયબી હાથે પિસ્તોલ ફિરોઝના હાથમાંથી ઉરાડી મેલી; તે દર્યામાં પડવા પહેલાં ફુટી—લેકીન ફિરોઝને સલામત રાખીનેજ ફુટી—કારણ કે જે પળે ફિરોઝે તેનો ઘોડો દાબ્યો હતો તેજ પળે તેના બચાવનારે પાછળથી અછાટ મારી તે હવામાં ઉરાડી દીધી હતી.

એક વિકાળ વરૂની માફક ફિરોઝ પોતાના બચાવનાર તર્ફ ધસ્યો; તે ગુસ્સાથી ઘેલો બની ગયો હતો; તેને મરતો બચાવવા વચ્ચે પડનારને તે પોતાનો દુશ્મન સમજવા લાગ્યો. તે બોલ્યો:—

"શયતાન! મારાં કામની વચ્ચે પડનાર તું કોણ સુવોછ? તેં મારી જીન્દેગી બચાવીછ તો તેનો બદલો હું આ પાપી દુન્યાની રીત પ્રમાણેનોજ તુને આપીશ—યાને તુને પહેલાં આ દર્યામાં હોમાવી ઊપરથી હું ભૂસ્કો મારીશ" એમ કહેતાં સાથે તે પેલા અજાણ્યા શખ્સનો હાથ પકડી ખડકની કોરે ખેંચવા મંડી ગયો. તે ચીરડાયલા જાુનુની જીવપર આવેલાંના મનથી પેલા શખ્સની જીંદગી એક કૌડીની કિમતનીબી નહીં હતી. મારવું અને મરવું એ સિવાય તેના મનમાં કોઇ વિચારજ ન હતો. એક પળ—એક પગલું વધુ—અને બન્ને દર્યાઇ કબરમાં ઢંકાઇ જવાની અણીપર હતા, તેવામાં પેલો અજાણ્યો શખ્સ બોલ્યો:—

"ફિરોઝ! ફિરોઝ માહન!! તું શું મારૂં ખુન કરશે? શિખેલો, ભણેલો, અને ધૂરમી છતાં એક ખુની બનશે? નેકીનો બદલો બદીથી વાળશે?"

ફિરોઝે પેલા શખ્સનો હાથ છોડી દીધો. જાણે ઝરા હોશમાં આવ્યો હોય તેમ બાઝુએ ઉભો રહી અજાયબીથી આસપાસ જોવા લાગ્યો. પેલો અજાણ્યો શખ્સ તેની રૂબરૂ ઊભો. પોતાનું નામ બોલાયલું સાંભલી જાણે તેની સુધ્ધ ઠેકાણે આવી ગઇ. તે બોલ્યો:—

"અય અજાણ્યા જવાન, તું મને ઓળખે છે?"

"ઘણી સારી રીતે" પેલાએ શાંતપણે જવાબ દીધો.

"તું છે કોણ?"

"તેની સાથે તુને સરોકાર નથી."

"ઓ હો! સમજ્યો ત્યારે હવે. તું મારીજ શોધમાં નિકળ્યો હશે. મને જીવતો પકડી પોલીસને સ્વાધિન કરવાનું તેં બિડું ઝડપ્યું હશે—કાયદાના સકંજામાં મને કચડવાનો તારો કસદ હશે! પણ યાદ રાખજે ઓ હિચકારા કે એક સિંહ સાથે તને કામ પડયું છે! તુને મારી બાથમાં લઇનેજ આ દર્યાઇ "બાથ" માં—કુદ્રતનાં મહાન હમ્મામખાનામાં—ભુસ્કો મારીશ! ચાલ તારા પાક પયદા કરનારનાં પગ આગળ પહોંચવા પહેલાં તારાં પાપોનો પશ્ચાતાપ કરી લે—પ્રાર્થનાના બે બોલ પઢી લે!"

"ફિરોઝ! મારી પ્રાર્થના તારે માટેજ છે. ઝરા શાંત પડ-તું શું અને કેવું ઉછાછલું કામ કરે છે તેનો વિચાર કર."

"બસ, બસ! તારી ફ્યલસુફીના કોથળા બંધ કર! હવે ડહાપણ ડોલવાનો વખત વહી ગયો છે. મારી પૂઠે આવવા મેં તુને કહ્યું નહતું. મારૂં શું થયું તે આ ધરતીપર કોઇએ પણ જાણવું જોઇએ નહીં, છતાં તું મારી પૂઠે આવ્યો; નહીં, નહીં, તું આવ્યો નથી પણ તારૂં મૌત તુને અહીં ધસડી લાવ્યું છે!"

"ખામોશ! સબ્ર! ધીરજ ધર. મારી વાત સાંભળ. તારાં ભલા બુઝોર્ગ માતાનો ખ્યાલ કર."

"બસ, બસ! હવે તો મૌત સિતાબી કરે છે-તારો કાળ માથે ભમે છે- તારૂં આવી બન્યું છે." એમ બોલતાંજ એક ઘેલાં માણસની માફક પેલા અજાણુયા શખ્સ સાથે ખેંચતાણ કરવા માંડી "દયા કર, દયા!" પેલો શખ્સ કરગરી પડયો.

"દયાની માયને ડાકણ ખાય" કઠોરપણે,ખડખડાટ હસીને ફિરોઝે જવાબ દીધો.

"શું તારાં કોમળ દિલમાંથી દયાનો ઝરો તદન સુકાઈ ગયો?"

"તારૂં મોત તુને તેડે છે-તારે જવુંજ જોઇએ."

"એક અબળાપર આવો સિતમ-એક નારીપર આવો આઝાબ? સ્ત્રી હત્યાનું પાપ?"

ફિરોઝ અળગો જઇ ઉભો, અને શાંતપણે પૂછ્યું:

"એક અબળા! એક ઓરત?"

"હા, એક કમઝોર અબળા."

"તો આવી ભયાનક જગાએ આવવાની મતલબ?"

"તમને બચાવવાનો સબબ."

"મને બચાવવા?"

"હા, તમને બચાવવા-તમારી રક્ષા કરવા. હું તમારી દુસ્મન નહીં પણ દોસ્ત છું-વેરી નહીં પણ રક્ષક મિત્ર છું."

"એક ઓરત! ન જણાયલી ઓરત, અને વળી રક્ષક મિત્ર? મારી મિત્ર બનવાનું અય બાનુ કાંઇ કારણ?

"મારો જીવ જાય તો ભલે; તે બચાવવા ખાતરબી હમણા કશો ખુલાસો કરી શકતી નથી."

"જો તું એક ઓરતજ છે તો તારીપર કીનો લેવા જેવું કમીનું કામ કરીશ નહીં. પણ, એક કબુલાત—એક વચન મને આપવું પડશે."

"અને તે શું?"

"હું મારો ઠેરાવ પૂરો પાડવા માંગું છું—મારે આ ઉછળતા દર્યાનાં ભૂખ્યાં માછલાંઓનો ભક્ષ થવું જોઇએ: બીજો રસ્તો, બીજો ઉપાય છેજ નહીં. હવે હું એટલુંજ માંગી લઉં છું કે-તમે કસમ લેવો કે એ વાત તમારા સિવાય બીજું કોઈ જાણવા પામે નહીં—કોઇ આગળ એ વિશે તમે બોલશો નહીં. જાણે ફિરોઝ માદને આ ધરતીપર જન્મ લીધોજ ન હતો-એવા નામનો કોઈ ઇન્સાન પયદા પડયોજ ન હતો."

"ધીરે! ધીરે! શું હજી તમે તમારા ઉછાછળા વિચારને વળગી રહેવા માંગો છો?"

"બરાબર."

"એમ છે તો હુંબી તમારી પર જીવ આપીશ, કે મારે મોંઢેથી તમારો રાઝ—તમારો છુપો ભેદ—કોઇની જાણમાં કદીબી કદીબી આવેજ નહીં."

ફિરોઝ તો અજાયબીથી હયરત પામી મુંગોજ બની ગયો. તોપનો ગોળો તેના પગ આગળ આવી પડતે કે વીમાનમાંથી એક બંબ તેની સામે આવી ફાટતે તો તે એટલો અજબ થઇ દઘાઇ જતે નહીં.

એક પળની ચૂપકીદી પછી પેલાં અજાણ્યાં આસામીએ ફિરોઝનાં ખભાંપર હાથ મૂકી કહ્યું, "ફિરોઝ માદન, નાહક તારી જીન્દેગી બરબાદ ના કર—કરવાની કાંઈ અગત નથી-તારો તમામ ભેદ હું જાણું છું?"

"ભેદ! એટલે? કીયો ભેદ?"

"તેજ ભેદ કે જેના પરિણામમાં તારો પ્યારો પ્રાણ આપવા તું તૈયાર છે."

"ઓ ભેદી ઔરત! અગર તું મારા ભેદથી વાકેફ હોય, તો તું એ બી જાણુતી હોવીજ જોઇએ કે મોત સિવાય મારો છુટકોજ નથી. બચવાની કોઈ બારી બાકી રહી નથી. મને કાંઇ બચાવી શકનાર નથી."

"તે પાક પરવરદીગાર તો છે! તેની મહેરથી હું કાંઈ કરી બતાવીશ."

"પણ મારો ભેદ—મારો છુપો બરમ—તેં કેમ જાણ્યો?"

"આગળ ચાલતાં એ સૌ વખત વેળાએ જણાયા કરશે. હાલ તુરત તો હું એટલુંજ કહું છું અય નિર્દોષ જવાન કે તુને બેગુનાહ સાબેત કરવાને હું પૂરતી સામર્થવાન છું."

"અય બેગાની બાનુ, તમે કોણુ છો? મારા જેવા દુઃખીના એક રક્ષક મિત્ર બની કયાંથી ફુટી નિકળ્યાં છો? આકાશ પરથી એક ફિરીસ્તો ઉતરી આવ્યો હોય તેમ તમે એકાએક અહીં કેમ છેલ્લી ઘડીએ આવી મને મરતો બચાવી લીધો એ મારી અજાયબી છે! હું જાગરૂત અવસ્થામાં કોઇ નાટકનો ખીઆલી સીન જોઉં છું કે ભર ઉંઘમાં સ્વપ્નું? અને મારી સલામતીમાં તમારો શો લાભ સમાયલો છે?"

"જ્યારે તમે જાણવાજ માંગો છો—તો લ્યો સાંભળો. હું એક 'દિતેકટિવ' છું. કેટલાક દિવસ થયા હું તમારીપર નજર રાખું છું.

તમારા શેઠોની પહેડીમાંથી જે કિમતી દસ્તાવેજો ચોરાયા છે તે મેળવવા તેઓએ મને રોકી છે."

"અને તમારૂં નામ?"

"હમણા તે સાથ તમને કામ નથી."

"શું તમે ઔરતજ છો?"

"સઉ જણાયા કરશે."

"ત્યારે શું મારા શેઠોની પહેડીમાં ચોરી થઇ છે? ઘણુંજ અજબ! ને વળી હુંજ તે જાણું નહીં એ મારી વધારે અજાયબીનું કારણ છે!"

"હા, ચોરી થઇ છે, અને તે ચોરી નાની-સુનીબી નથી. પોણા બે લાખના બોન્ડ પસાર થયા છે, અને તેનો દોષ તમારે માથે નાંખવામાં આવેલો છે."

"પાક ખુદાની પનાહ! શું? તમે મસ્ખરી તો નથી કરતાં?"

"મસ્ખરી કરવાનો આ વખત છેજ નહીં—હું તદ્દન ખરૂં બોલું છું; પણ બેઅદબી માફ સાહેબ; હું જાણું છું કે તમે નાણાં સંબંધી તંગ હાલતમાં આવી પડયા છો લેકીન ચોરી જેવું નીચ કામ તમે કર્યું નથી અને કદી કરોબી નહીં એમ હું ખાતરીથી માનું છું."

ફિરોઝની અજાયબીનો પાર રહયો નહીં. તે બોલ્યો:-"મહેરબાની કરી એ બધાંનો ઝરા ખુલાસો કરશો?"

"નહીં સાહેબ; હમણા તે બનશે નહીં; પણ મહેરબાની કરી પહેલાં તમે મને એ કહો કે પેલા લોહીચુસુ યહુદીને ત્યાં ગીરવી

મુકેલાં ઘરેણાં તમારા હાથમાં કયાંથી અને કેમ આવ્યાં કે જેની મોંહકાણમાંજ આજે તમે જીન્દેગીથી કંટાળી મરણને શરણે જવા અહીં આવ્યા છો?"

ફિરોઝે બધો ખુલાસો કીધો, અને પછી બોલ્યો:—"જ્યારે કોઇ આશા, ઉમીદ બાકી રહી નહીં ત્યારે લાચારીએ આ છેલ્લો મારગ લીધો!"

"અને તે મારગમાં હું આડી આવી!"

"બાનુ, તમે મને મૌતનાં ડાચાંમાંથી ખેંચી કહાડયો છે, પણ પેલા બરહેમ યહુદીના પંજામાંથી કેમ છોડવશો? બદનામી, બેઇઝઝતી નામોશી અને હિણપસ્તીથી કેમ બચાવશો?"

"પાક ખુદા ચાહશે તો સૌ સારૂંજ થશે."

"હું ફરી પુછું છું કે તમે ખરેખર ઔરતજ છો, કે મને બનાવો છો?"

"બનવા બનાવવાની વાતજ નહીં. હમણા ટાયલાં કરવાનો વખત નથી. તમે મુંબઇમાં વસો છો તો પેલી વિલાયતથી આવેલી મડમ 'દિતેકટિવ'ની વાત તો ઝરૂર સાંભળી હશે? તેજ હું છું. હમેશા બદમાશો બડા હિચકારા હોય છે, તેમને પકડવાને એક ઔરતબી મર્દ જેટલીજ શકિતવાન હોય છે, અને તેથીજ આજ લગી મેં કુડી બંધ બદમાશોને પકડી ઇન્સાફની દેવડીએ ચઢાવ્યા છે, અને પાક ખુદા ચાહશે તો બીજાઓનેબી ચઢાવીશ."

"એવાં જોખમ ભર્યાં કામો માટે નાઝુક સ્ત્રી ઝાત સરજાયલી નથી. કોમળાંગી કન્યાઓનું એ કામ નથી. એમાં કોઈ દિવસ જાન જવાનો સૌદો છે."

"મારી સંભાળ લેવાને હું પૂરતી શકિતવાન છું."

"બાનુ; બોલવું સહેલ છે પણ બજાવવું મુશ્કીલ. અરધા કલાક અગાઉજ તમારી હાલત શું હતી તે યાદ કરો! મારા હાથમાં લાઇલાજ પડેલા હતાં, અને અત્યારે તો આપણ બન્ને મચ્છીઓનાં શિકાર બન્યાં હતે."

"તમે એક ગૃહસ્થ છો એમ હું સારી પેઠે જાણુતી હતી; નહીં તો કોઇ લુચ્ચા કે ખુની સાથે કામ પડયું હતે તો તે મારાં આંગને આંગલી લગાડે તે પહેલાં તો તેનાં મગઝમાંથી મારી પીસ્તોલની ગોલી પસાર થઇ જતે, અને ઝુરૂરત પડતે તો તમારાબી તેજ હાલ થતે, પણ પાક ખુદાને તે મન્ઝુર નહીં હતું."

"હમણાં તમે ધારણુ કીધેલા વેષમાં છો–હું તમને તમારાં ખરાં સ્વરૂપમાં જોવા ઇચ્છું છું."

"એ તો તમારા ખાબમાંબી બનશે નહીં; પણ હું જે કહું તે દયાનથી સાંભળો." અને ચોરાયલા 'બોન્ડ" વિષેની કેફીયત વિસ્તારીને કહયું કે તેની પર ચોરીનો કેવો શક હતો; વલી એમાં કોઇ ઔરતનો પણ હાથ હોવાનું ગુમાન હતું—અને તે ચોરાયલો માલ મેલવવા તેણીને રોકવામાં આવી હતી. "હવે કંઇ સમજ પડતી જાય છે! હા, એજ કારણુસર અમારા નવા શેઠ જેહાંગીરજી મારીપર ચોકકસ નઝર રાખતા હતા–મારીપર એમને શક ગયલો હોવો જોઇએ."

"શું જેહાંગીરજી તમારીપર શકની નઝરથી જોય છે?"

"હા, મને એમજ લાગે છે અને તેનો સબબબી મેં ધાર્યું કે પેલાં યહુદીને ત્યાં પડેલાં ધરેણાં બાબત તેમનો મારીપર શક હેવો

જોઇએ-અને દેખાઇતી રીતે તે વાજબી હતો. પણ તમે જે 'બોન્ડ' ચોરાવાની વાત કરો છો તે તો તમારેજ મોંઢે સાંભળું છું."

પેલી બાનુ 'દિતેકટીવ' થોડીક પળ ચુપ રહી; પછી પોતાના ધંધાની રીત મુજબ સવાલો શુરૂ કીધાઃ

"ફિરોઝ માદન, તમે હિમ્મતવાન મરદ છો કે?"

"હું ધારૂં છું કે ગઈ કાલ સુધી તો હતો, પણ આજે-આજે તમે જાણો છો તેમ બેહિમ્મત બન્યો છું."

"વારૂં એમ સમજો કે યહુદીના હાથમાંથી ઘરેણાં છોડવી તમારા હાથમાં આપું, અને તે તમે, તમારા શેઠની તીજોરીમાં પાછાં મુકો, તો પછી એક નિર્દોષ અને સાચા મર્દ મિસાલ થોડીક મુસીબતોમાંથી પસાર થવાને કબુલ થશો?"

"તમે શું કહેવા માંગો છો તે હું સમજી શકતો નથી; હું તદન ગુંચવાઇ ગયો છું."

ફરીથી ઉપલોજ સવાલ કરી તે બોલી કે "ગુંચવણ ને મુંઝવણનું કોઇ કારણ નથી."

"એક નિર્દોષ માણસ તરીકે હું ગમે એવી મુશ્કીલીમાંથી વગર આનાકાનીએ પસાર થવા તૈયાર છું."

"જીવતા રહો! સાંભળો ત્યારે. અંતે સત્યનો જય છે એમ જાણી-અને તમારૂં નિર્દોષપણું નક્કી સાબેત થશે એમ માની, થોડોક વખત દોષિત દેખાવ કરવાનું એક ગુનેહગાર તરીકે થોડુંક દુઃખ ખમવાનુ કબુલશો?"

"મોટી ખુશી સાથે."

"ઠીક ત્યારે; તમારી અને મારી કોશીશથી પાક ખુદા ચાહશે તો એક અઠવાડીઆંની અંદર પેલા લાખોના ચોરાયલા 'બોન્ડ' સાથ તેના ચોરનેબી આપણે સાબુત પકડી પાડવાને શક્તિવાન બનીશું."

"ત્યારે તમારો શક કોઈ બીજાંજ આસામી ઉપર છે?"

"એમજ છે" તે બોલી.

"અને તે કોણ?" ફિરોઝે પૂછ્યું.

"માફ કરજો સાહેબ પણ અમારા ધંધાની રૂએ એક માથે ઉઠાવેલાં કામનો અંત આવ્યા અગાઉ કાંઇ પણ ખુલાસો સગા ભાઇ આગળ પણ કરવાનો કાયદો નથી; ફકત એટલુંજ કહીશ કે ખરા ચોરે એવી ચતુરાઇ અને સફાઇથી પોતાના પાપનો ટોપલો તમારે માથે નાંખ્યો છે કે તેના ભાર તળે દબાઇ મરવા વીના છુટકોજ નહીં રહે; અને જો કે હું એક અશકત ઔરત છું તે છતાં હિમ્મતથી કહું છું કે અગર વખ્તસર હું એ કામની વચ્ચે ન પડી હતે તો તમને એક ચોર તરીકેની શિક્ષા અને નામોશી ઝુરૂરજ ભોગવવી પડતે."

"હું તે ભોગવવા જીવતો રહેતે તો કે? હું તો આ ઉછળતા મોજા તળે કયારનો ઢંકાઇ ગયો હતે—બલકે માછલાંઓથી ખવાઇ ગયો હતે!"

"એમ થતે તો મુવા બાદ તમારૂં નામ હિણાતે, અને બીચારાં તમારાં રાંક માતાજીનું શું થતે?"

"ગરીબ બિચારાં મારાં માયજી! તેવણપર કેવો સિતમ ગુઝરતે તેના ખ્યાલથી કલેજું ચાકચાક થઇ જાયે છે."

"બસ! હવે હું કહું તેમ કરજો: આવતી કાલે નૌકરીપર જતા ના. ચિઠ્ઠી લખી મોકલજો કે ઝુરૂરનાં કામસર બપોર સુધી આવવાનું બનશે નહીં; એ ઉપરથી તમારી ઉપરનો શક મઝબુત થશે—તમારે હસ્તકની તીજોરીઓની તપાસ ચાલશે, પણ તેમાંની દરેક ચીઝ સલામત માલુમ પડશે. પણ તમારા ચોપડા?"

"તેની તો હું ખાતરી આપું છું કે મારાં કાગળ્યાં અને ચોપડામાં કાંઇબી શક કે વાંધા જેવું છેજ નહીં."

"સાહેબજી ત્યારે! હિમ્મત હારતા નાં."

તેઓ છુટાં પડવા પહેલાં પેલી બહાદુર સ્ત્રી ફીરોઝને ધોરી રસ્તાપર પહોંચાડયા વગર ગઇ નહીં.

ફિરોઝ વિચારના વમ્મળમાં ઘેરાયલો પોતાનાં મકાન તરફ ગયો અને પેલી મડમ 'દિતેકટીવ' કોઇ વધારે અગતપનું કામ બજાવવા ગઇ.

તે સીધી-પેલા વ્યાજ ખાઉ સંગદિલ યહુદીનાં રહેઠાણપર જઇ પહોંચી, અને દરવાઝો ઠોકતાંજ અંદરથી એક ભખાયલા દેખાવના શખ્સે દેખાવ દીધો. ચમડી જાય પણ દમડી ન જાય તેમાંનું તે આસામી હતું. ને પૈસાનો ઘણોજ લોભી હતો અને તે મેલવવા ગમે એવું પાપી કામ કરવાને ડરે તેવો ન હતો—ને છતાં ઇઝઝતનો ખૌફ રાખતો હતો-બંદીખાને જવાથી બીહતો હતો.

પેલી ઔરત જે અલબતા મર્દના વેશમાં હતી તેણે પોતાને રૂડીબાઇ રાણીનાનો વિશ્વાસુ ગુમાસ્તો ઝાહેર કીધો અને દમામમાં કહ્યું:-

"મી૦ અબ્રાહામ, હું કોણ છું તે તમે જાણ્યું. હવે હું શું કરવા આવ્યો છું તે કહું. રૂડીબાઇનાં ચોક્કસ ઘરેણાં ચોરાયાં છે અને તે તમારી પાસે છે એમ છુપા જાસુસોથી પક્કે પાયે તેમને ખબર મલી છે. પણ તમારી બુઝોરગીનો ખીઆલ કરી તે ભલાં બાઇએ તમને પોલીસને હવાલે કરવાને બદલે મને સમાધાનીથી મામલો તય કરવા મોકલ્યો છે. હવે સાંભલો—ખુબ ધ્યાનથી સાંભલો—તમારા પૈસા સલામત છે—એ ઘરેણાં પર ધિરેલાં તમામ નાણાં ઉપરાંત પાંચ ટકા વધુ આપી તે છોડવી લાવવાનો મને હુકમ મલ્યો છે—તે મનઝુર છે? નહીંતો બામદાદ પહેલાં તમે ઝાંઝર્યાં પહેરી વગર ભાડેના મકાનમાં મુકામ કરશો, એટલુંજ નહીં પણ તમે શું શું કાળાં ધોળાં અને કાવત્રાં કરો છો તે બધાનું ભોપાળું પોલીસ કોર્ટમાં ખુલ્લું પડશે, અને તમારી બરબાદી થયા વિના રહેશે નહીં.

ઘરડાનું મન ઘચુપચુ હતું—તે કાંઇ વધારે મેળવવાની ઊમીદ રાખતો હતો. લેકીન પેલો ગુમાસ્તો મક્કમ વિચાર અને એકજ બોલનો માણસ હતો. તેણે પોતાનો વિચાર સ્હેજબા ફેરવ્યો નહીં.

ટુંકમાં સાટું નક્કી થયું. પેલા યહુદીએ કિમતી ઘરેણાંથી ભરેલો એક ખાનચો લાવી સામે મૂકયો, અને એક ઝુંકતી બતીની રૌશનીમાં જે સફાઇ અને ઝડપથી પેલા ગુમાસ્તાએ ફકત રુડીબાઇ વાળાંજ ઘરેણાં ઊંચકી લીધાં તે ઉપરથી તેની ખાતર જમે થઇ કે તે શખ્સ તેજ બાઇનો કોઇ વિશ્વાસુ નોકર હોવો જોઇએ.

ઉપર મુજબ હિમ્મત ભર્યું કામ બજાવી. તે બહાદુર 'દિતે-

કટિવ' કુંવરજી કાવસજીની કંપનીના દરબાન અને ફિરોઝ માદન સાથ કામ કરતા એક કારકુનને જઇ ભેટયો. તેઓપર શું જાદુઇ અમલ ચલાવ્યો તે વીશે અત્રે લંબાણ ન કરતાં કહીશું કે મરઝી માફક સઘળું ઠીકઠાક કરી તેણે ત્યાંથી ચાલતી પકડી.

બીજી બામદાદે હજી તો આગળી રાત્રે બનેલા બનાવપર વિચાર કરતો બીછાના પરથી ઊઠયો નહીં એવામાં ફિરોઝને નામે નિચલો તાર આવ્યો;—

"સઘલું સમાધાની સાથ સમાપ્ત."

તેનાં દિલમાં ખુશી વ્યાપી રહી. બપોર પછી ત્રણ વાગે ગોઠવણ મુજબ નૌકરીપર ગયો.

અરધોક કલાક થયો નહીં કે પહેડીના નાના નવા ભાગ્યા જેહાંગીરે આવી જણાવ્યું કે "મી૦ માદન તમારા હિસાબના ચોપડાની તનકકી કરવા દેશો?"

"મોટી ખુશી સાથે સાહેબ" ફિરોઝે જવાબ દીધો.

જેહાંગીરે 'એકાઉન્ટન્સી'ની પરિક્ષા પહેલે દરજ્જે પાસ કીધેલી હતી—તે એક બાહોશ મહાસિબ હતો. હિસાબી બાહેશીનાં સબબે નાના ઓદ્ધાપરથી વધતાં વધતાં આખરે તે પોતાના શેઠોની મહેરબાનીથી તેમનો ભાગીદાર બનવાને ભાગ્યશાળી નિવડયો હતો.

હિસાબ તપાસતાં ઝુરૂર તેમાં કાંઇ ઘોંટાળો જણાતે—પણ શુક્ર પાક બારીતઆલાના કે જે નિર્દોષોનો રક્ષક છે-અને તેણેજ ફિરોઝ માદનને બચાવવા પેલા ફિરેસ્તાને મોકલી આપ્યો હતો કે જેની કારસાઝીથી ન સિર્ફ તેનો જાન બચ્યો હતો પણ માન અને

ઇમાનથી બચવા પામ્યા, કારણ યહુદીને ત્યાંના ઘરેણા પહેડીની ત્રેઝરીમાં મૌજુદ હતાં જેહાંગીરે નઝર તાણી તાણીને ચીપીચીપીને ચોપડા તપાસ્યા–સિલ્લક અને અનામતનો મુકાબલો કરી જોયો પણ બધું બરાબર! બધું સલામત! તેણે રાખેલી આશાથી બધું ઉલટુંજ! તેણે તો ભયંકર ભોપાળાં ખુલ્લાં પાડવાની ઉમીદ રાખી હતી. તેને બદલે તેનુંજ કોઠુ ભોપવા લાયક થઇ પડયું! ફિરોઝને ફસાવવા તે ઘણો આતુર હતો પણ "દુશ્મન ચે કુનદ, ચુ મહેરબાં બાશદ દોસ્ત?" જેની ઉપર પાક પરવરદીગારનીજ મહેર તેના વેરી આંધળા! તે ફફડતો ચટકતો કાવસજી આગળ જઇ બોલ્યો,

"ઘણુંજ અજબ? મહેનત બરબાદ અને ગુનાહ લાઝીમ! હુ કંઇજ સમજી શકતો નથી. મેં ગમે એટલા ચીપીને ચોપડા જોયા, નકદી તપાસી, પણ કાંઇજ નહીં—બધું દીવાની જોત જેવું!: ઘણુંજ અજબ!"

"બાઇ જેહાંગીર! એ છોકરા ઉપર મને તો કોઇ દાહડેબી શક હતોજ નહીં, પણ પેલા 'બોન્ડો' ખોહવાયા ત્યારે તમેજ એની ઉપર શક લઇ ગયા; પણ હું તમારેજ મોંઢે સાંભલી ખુશી છું કે તે તમારી સખ્ત પરિક્ષામાંથી ફતેહમંદી સાથ પસાર થયો છે, તમે ધારતા હતા તેવો લુચ્ચો નથી."

જેહાંગીરને તો ભોંય ભારી પડી ગઇ. જરમન કયસરે દુન્યા જીતવાના ખીઆલમાં થાપ ખાધી હતી તેવીજ ઉલથાપ તેણે ફિરોઝને ફસાવવાના વિચારમાં ખાધી.

"જેવો એનો હિસાબ ચોકખો છે તેવોજ તમો ધારો છો તેવો 'બોન્ડો' ની ચોરીથી પણ તે બેગુનાહ હશે."

આ શબ્દોના ચચરાટથી જેહાંગીર ફફડી પડયો, કે "તમારી મેં ખાતરી કરી આપ્યાં છતાં તમે એ માણુસને નિર્દોષ માનો છો?"

"અલબતા તમો જે મુદ્દા બતાવી મારી ખાતરી કરી આપી તે માનવા છતાં એ છોકરાપર મારો વિશ્વાસ છે—હું હમેશા એના રવૈયાથી ખુશી છું, અને તમારે બદલે કોઇ બીજો એના વિષે બદ બોલતે તો હું તેની ટચાકડી બરાબર દરકાર કરતે નહીં. હજીબી હું ઇચ્છું છું કે એ છોકરો નિર્દોષ હોય."

# પ્રકરણ ૩ જું.

## જુદદીન ઝગડો!

ઉપલાં પ્રકરણમાં લખેલો બનાવ બન્યો તેજ રાત્રે પરેલ તરફ એક ભપકાદાર નાની બંગલીમાં જેહાંગીર દેખાય છે, દીવાનખાનામાં એક નર્મ મખમુલી સોફાપર એક નખરાંબાઝ નાઝનીન! અબેતાયલી નઝર પડે છે. તેણીનો દેખાવ દમામદાર છે; તેણી ખુબસુરત છે, તે છતાં કોઇ અનૂભવી કહી શકે કે તે ઔરત નીચ અને મતલબી હોવી જોઇએ એવી તેની રીતભાત હતી–પારસી પોષાકમાં હોવા છતાં તે કોઇ જુદદીન જેવી વધારે દિસ્તી હતી. જેહાંગીર દીવાનખાનામાં દાખલ થયો, વાંચનારની વાકેફી સારૂ કહીશું કે એ તેજ સ્ત્રી હતી કે જેને આપણે કુંવરજી કાવસજીની કુંપનીમાં જોઇ હતી, જ્યાં તેણી

જેહાંગીરની કોઇ સગી તરીકે જણાયલી હતી; લેકીન જેવી રીતે જેહાંગીર ઓરડામાં દાખલ થયો, જે પ્રકારનો તેને આવકાર મળ્યો અને જે કિસમના આવભાવનું 'એકટીંગ' થયું તે સરવેનો સામટો સરવાલો એજ દીસતો હતો કે તેઓ એક બીજાંનાં પિત્રાઈ તો શું પણ દુરનાં સગાં પણ ન હોવાં જોઇએ.

જેહાંગીર આવતાંજ તેણીને પ્યારથી ભેટવા ગયો, પણ તે તુમાખી ઔરતે તેને આંચકો મારી દુર કીધો.

"ઝોહરા, આ શું ઝુલ્મ ? આ શો ગઝબ ? કેમ કાંઇ ખફા છે ? કાંઇ મારી કુસુર ?"

"જી, હા—હઝુર" પેલીએ ગુસ્સા સાથ અણકા કીધા.

"જેહાંગીરનો ચહેરો ઝર્દ મારી ગયો. તેનું દોષિત દિલ તેને ડંખ્યું હોય તેમ ગભરાતો જણાયો. તે બોલ્યો:—

"મારી દીલરૂબા! એવું તે શું મેં કીધું કે તારી ગયર મહેરબાની, તારા ગુસ્સાને પાત્ર હું બન્યો?"

"ખચ્ચીત એક પારસીના પાલામાં પડી પસ્તાઉં છું. હું મ્હારા ઝાત ભાઇ અને બહાલું વતન છોડી આ ગયર મુલકમાં કાંઇ હાડમારી ભરી જીન્દેગી ગુઝારવા નથી આવી પણ ઝર અને ઝેવરથી માલામાલ બની એક મલેકા જેવી અયશો આરામભરી જીન્દેગી ગુઝારવા. ઉઠતાં પૈસો, બેસતાં પૈસો, ચાલતાં પૈસો, અને દરેક વાતમાં મને તો પૈસો પૈસો અને પૈસોજ જોઇએ. પૈસાથી પાપો કપાય છે, પૈસાથીજ પરહેઝગારી મેળવાય છે. હા, પૈસા; પૈસા, પૈસા, અને પૈસા જોઇએ. તમે મને પંજાબથી ફુસલાવીને લાવ્યા ત્યારે શું શું આશાઓ આપી

હતી તે યાદ કરો. હું જ્યારે નાટકમાં હતી ત્યારે મારા ભલા પારસી શેઠની મહેરબાનીથી કેવી સુખી હતી! તે શેઠે ગોયા મને અંધારી કોટડીમાંથી ખેંચી કહાડી રૈશન દુન્યામાં આણી હતી. રકસો સુરૂદ—નાચ ગાયણનો—ઉમદા અને આલાશી હુન્નર શિખવી અને નાટક તખ્તાપર લાવી દુન્યાના તખ્તાપર મશહુર કીધી હતી. અરે, એટલુંજ નહીં પણ આવી સફાઇથી જે ગુજરાતી વાત કરૂં છું તે પણ તેમના કદમની બરકતથીજ છે, એવા એક શેઠ સાથે તમારે ખાતીર બેઇમાની કીધી તેની ગોયા આજે હું મઝા ભોગવું છું. અફસોસ મારાં કયાં ભોગ લાગ્યા કે હું તમારા મીઠા મીઠા સુખનો પર લુભાઇ. યાદ કરો, તમે આપેલા કોલ વફાદારીથી યાદ કરો, તમારાં વચન પાલો."

ઉપલું બોલી પેલીએ એક રેશમી રૂમાલ પોતાની આંખો પર નાખી આહોઝાર કરવા માંડી.

"ઝોહરા! મારી જાનો જીગર ઝોહરા!" જેહાગીર ધ્રુજતે આવાઝે બોલ્યો. "છેલ્લા છ મહીનામાં મેં તારા પગ આગળ કેટલી દૌલતનો ઢગ લાવી નાંખ્યો છે તેનો કાંઇ ખીઆલબી છે? નાટકવાળા શેઠને ત્યાં આખી આખી રાત નાચી ગાઇને છ વરસમાં જેટલું નહીં મેલવતે તેથી ત્રણ ઘણું તું મેળવી ચૂકી છે, અને હજી વધારે દૌલતનો ઢગ તારી આગલ લાવી નાંખીશ."

"પંદર વીસ હઝાર તેણી દૌલત કે? એવા ભીખારીજ હતા તો મને લાવવાને બદલે તમારી ઝાતમાંથી કોઇ ડલ્લાવાલી કાં નહીં લાવ્યા કે તે તમને વેચાતા લે. તમને ચાલતાં હાલતાં જુતી પયઝારના

નરમ નરમ પ્યારથી નવાઝતે. તમારે બસ પડી તે કરતાં હયદરાબાદના એક આલીવીકાર અમીરની ખવાસ બની હતે તો આજે મારી હાલત કાંઇ આરજ હતે! આજેબી-ખુદ આ મુંબઇ શેહેરના મલેકુતુજ્જાર-શાહ સૌદાગરો મારી મોહબ્બતના તલબગાર છે-પણ-પણ-અફસોસ! સદ હઝાર અફસોસ-મારાં કિસ્મતજ ફુટેલાં તે એક કુંજુસ પારસી બખીલના બસમાં પડી. અફસોસ! અફસોસ!" અને વલી તેણીએ રડવા માંડયું.

"મારી પ્યારી! એમ આહોઝારી કરી તારો જીવ નાહક ના જલાવ; તું જે અને જેવું માંગે છે તે અને તેવું બલ્કે તેથીબી દસ હિસ્સે વધારે ઝુરૂર પામશે; લેકીન ઝરા ધીરજ, ધીરજ, ધીરજનું દરખ્ત કડવું છતાં તેના ફળ મીઠાં હોય છે. હું-એક ચોકકસ કામમાં ગુંતાયલો છું-એક ભારી મામલો માથે ઊઠાબ્યો છે-ને-ચંદરોઝમાં સૌ સારૂંજ થશે. તારી દરેક ઇચ્છા-તારો દરેક શોક, પુરો પાડવામાં આવશે."

ઉપલી વાતચિત ચાલી રહી છે તેવામાં એક સુઘડ અને ચાલાક દેખાવની ઔરત ઓરડામાં આવી.

ગભરાયલા આવાઝે જેહાંગીરે હળવેથી પેલી ઔરત જેને આપણે હવે ઝોહરા તરીકે ઓળખીએ છીએ તેને પુછ્યું:-"એ વલી આ કવાબમાં હાડકું કોણ?"

"એતો મારી નવી આયા છે."

"એને વલી કયારે રાખી?"

"બે દિવસ થયા."

"એકદમ એને કહાડી મુક."

"એને કહાડી મૂકું?"

"હા; મેં કહ્યું કે એકદમ કહાડી મક."

"કાંઇ સબબ, જનાબ?"

"હું તે પાછલથી કહીશ. હું એક વહેમી માણસ છું. જ્યાં મને વહેમ પડયો કે તેનો ઇલાજજ નહીં. એ કમબખ્તને જોતાંજ મારાં મનમાં ગભરાટ પયદા થયો; કોણ જાણે શા સારૂ તે તો હું કાંઇ કહી શકતો નથી, પણ કુદરતી રીતે તે મને ઘણી અળખામણી લાગે છે; બસ તું એને એકદમ કહાડી મૂક."

તમે સુધરેલા, મોંહડે મેસ—અરે માફ કરજો-એનો નાટકમાં રહી એવું બોલવાની ટેવ પડી ગઇ છે—મકુંજે મોંહડાં રંગીને બનેલા પારસી જાંગલાબી એવા વહેમી હોય છે એ તો આજેજ જાણ્યું! તઅાજુબ!"

"હવે તું પછી તાજુબ થયા કરજે; હમણાંતો એને પેન્ડો આપ, નહીં તો તઅાજુબીને બદલે પસ્તાવાનાં આંગળાં કરડવાં પડશે."

"મારાં સારાં નસીબે મારા મુલ્કની એક ચાલાક પંજાબન છોકરી મને મળી ગઇ છે, તો તમે અદેખા પડો છો—તમારા ખોટા ધકારા અને વહેમને સારૂ તેને કહાડી મુકવા કહો છો!"

"ત્યારે તું મારી મરઝી એમજ રાખે છે કે?" જેહાંગીર ફફડયો.

"જેહાગીરજી શેઠ! તમારા હુકમને માથે ચઢાવીશ; લેકીન મારે ખાતીર એટલી મહેરબાની કરો. એ છોકરી મને ઘણીજ ગમે

છે-કેવી હોશયાર અને વલી ફરમાં બરદાર! મારૂં દરેક કામ એવુ ચાલાકીથી બજા લાવે છે—મારો પડતો બોલ ગોયા ઊઠાવી લે છે, અને વલી હસ્તી રમતી પુતલી જેવી છે; એનેથી મને છુટી પાડવાની ઝીદ્દ ના કરો; એટલું હું માંગી લઉંછું."

"એ ગુજરાતી બોલી જાણેછ કે?"

"ત્યારે હું શું ત્યારની બુમ પાડી રહી છું? તે ગુજરાતી તો સમજતીજ નથી પણ પુરૂ પાધરૂં ઉરદુબી બરાબર બોલતી નથી—પંજાબની કોઇ ગામડીઅન છે. બિલ્કુલ સાદી ને ભોલી છે.'

"તારી ખાતરી છે?"

"મારી પૂર ખાતેર જમા છે; એ બીચારીને દેશ છોડયાને હજી પુરા પંદર દિવસ પણ થયા નથી."

"જો એમજ હોય તો ધુળ વાળી; પણ તું જાણે છે કે એ કહેવાતી આયાઓને કસારીના કાન હોય છે; અને ક્યાંય કમબખ્તે આપણી વાત જો સ્હેજબી સાંભળી હશે તો આબાદ ફસાવી મારશે".

"તમે નાહક. ગુમાન લાવો છો; નકામા ગભરાઓ છો."

ઉપલી વાતચીત ચાલતી હતી તેજ વખતે પેલી આયા બારણાં પાછળ સંતાઇ કાન દઇ ધ્યાનથી તેમનો દરેક બોલ સાંભળતી હતી-અને તે સાંભળી તેના ચહેરાપર તરેહવાર ફેરફાર થતા હતા-તે જો જેહાંગીરના જોવા કે જાણવામાં આવતે-તો-યા પાક ખુદા તે જીવતોજ મરી જતે.

જેહાંગીર જેહાંદીદા-અનુભવી—અને પૂરો પકકો હતો. તેની કહેવાતી સગી પેલી ઝોહરાએ જે કાંઇ તેને સમજાવ્યું તેથી તેની પૂરી ખાતરી થયલી જણાઇ નહીં. પેલી આયા ખરેખર પંજાબીજ હતી અને ગુજરાતી બિલ્કુલ સમજતીજ નહીં હતી તેની સિદાકત

શું? તે છોકરીને છટકામાં લઇ પોતાની ખાતરી કરવાનો તેણે નિશ્ચય કીધો.

"ઝોહરા, જીગર!" તે બોલ્યો "કાંઇ બહાને પેલી દુકતીને અહીં બોલાવ."

"એકાએક તેનું શું કામ પડી આવ્યું?"

"મારી ખાતરી કરવા માંગુંછું કે તારી ભોળાઇનો લાભ લઇ તેણીએ તુને બનાવી કહાડી નહીં હોય."

"જાઓજી જાઓ! તમે સદાના વહેમીજ રહી ગયા."

"હવે ઘણી ડાહી ના થા–નહીં તો ડહાપણ ભારી પડી જશે! મ્હેરબાની કરી બોલાવતો ખરી, અને ઝરા તમાશો તો જો."

ઝોહરાના ધ્યાનમાં કાંઇ વાત ઊતરી. તેણીએ આયાને બોલાવી "ગુલશન!"

તુર્તજ તે ચંચળ છોકરી દોડી આવી, નમંતાઇ સાથે હાથ જોડી નીચી નઝરે પોતાની બાઇનો હુકમ બજાવવા ઊભી. નરૂ જાણે નર્દોષતાનું પુતળું!

ઝોહરાએ તેણીને પણ પંજાબી ભાષામાં કાંઇ કહેવા માંડયું. તેની વચ્ચે જેહાંગીર ગુજરાતીમાં ગુસ્સાથી બોલ્યો:–"અરે એ લુચ્ચી ઔરત અહીં કેમ આવી? એ તો બડી ચોટ્ટી છે; મે આજેજ એક પેપરમાં એની ચાલાકી ભરી ચોરીઓ વિશે વાંચ્યું–તેમાં એની તસ્વીરબી આપેલી છે—પોલીસ એની પૂંઠે છે–એ તેજ છોકરી છે."

ઉપલો ધડક ધુજારો કરતી વેળા જેહાંગીરે પોતાની નઝર પેલી છોકરીપરજ રાખી હતી–પણ તેણીના ચહેરાપર ઉપલા બોલોની અસ-

રથી કાંઇપણ અસર થયલી જણાઇ નહીં! જેહાંગીર કોણને કહેતો હતો અને શું બોલતો હતો તેનો તેને સ્હેજબી ખ્યાલ ન હોય તેવી રીતે જાણે કાંઇ બન્યુંજ ન્હીં હોય તેમ તે શાંત ઊભી રહી—નરી જાણે મુંગી બહેરી!

"પણ તમે એવાં ચેડાં કહાડી કહેવા શું માંગો છો?" જરા નેણ ચઢાવી ઝોહરાએ પૂછ્યું.

"હું એ કહેવા માંગુંછ કે પોલીસને બોલાવી તેના હાથમાં એ પોરીનું પાંખડું આપવા ચાહુંછ."

આ બધું સાંભળવા છતાં પેલી છોકરી તો જાણે કશું બન્યુંજ ન હોય તેમ શાંત ઉભીજ રહી.

ઝોહરાએ પંજાબીમાં તેણીને જવા કહેવાથી તે ચાલી ગયા બાદ તેણીએ પૂછ્યું:-"મને કઇ સમજ પડે? એ બધો શું ગડબડ ગોટાળો કરોછ?"

"કંઇ નહીં; જરા રમુજનો કીડો મગજમાં ચવડી આવ્યો હતો." ચાટ પડેલા જેહાંગીરે અડાવ્યું.

"પણ ગરીબ બિચારી બેગુનાહ છોકરીનું આમ અપમાન કરવાનો સબબ?"

"અરે પણ જ્યારે એ રાંડ ગુજરાતી સમજતીજ નથી તો એ બેગમ સાહેબને અપમાન થયું ક્યાં? એની આગરૂના ક્યાં કાંકરા થવાના હતા!"

"માફ કરો જનાબ, હવે હું સમજી; તમે એનું ઇમતેહાન લેવા માંગતા હતા! ઠીક; ત્યારે તમે હવે શું ધારો છો?"

"મારી ખાતરી થઈછે કે તે માંજરી બિલાડી ગુજરાતીનો એક બોલ સમજતી નથી. અગર તે સમજી શકતી હતે તો શું આવી રીતે શાંત ઉભી રહેતે? છે દુન્યામાં કોઇ એવી ઔરત કે તેની સામે આવી રીતે સીધા ગા ખરા તોહમતો મૂકયા છતાં, તે સમજ્યા બાદ–શાંત ઉભી રહે? ચ્હેરાપર સ્હેજ ફેરફાર બી નહીં થાય? બનેજ નહીં."

પણ અરે! ઓરડામાંથી બાહેર પડતાંજ પેલી આયાને સાફ ગુજરાતીમાં નિચલું બબડતી જેહાંગીરે સાંભલી હતે તો તેની શી હાલત થને તે વાંચનારેજ વિચારી લેવું.

"જેહાંગીરજી શેઠ લુહારવાડે સોય વેચવા નિકળ્યા છે! પણ ક્યાં ખબર છે કે હું એવા પંદર જેહાંગીરોને ગજવામાં મૂકનાર આસામી છું. બેવકુફ! મારી પરિક્ષા લેવા નિકલ્યો! ગામ બધાંની હોસ્યારી એનામાંજ હોય એમ માને છે, પણ કમબખ્તને ખબર નથી કે જેમ માખી છટકવાના ફાંફાં મારતાં વધુ ને વધુ કરોલીઆનાં જાલામાં ફસતી જાય છે તેમ એ સુફેદ ઠગ દર પલે મારી જાલમાં વધારે ને વધારે જકડાતોજ જાય છે."

ઓરડામાંથી ગુલશનના જવા સાથેજ ઝોહરાએ પાછો પટપટારો શુરૂ કીધો. તે બોલીઃ– "તમે ધાંધલ ધરપચ કરીને વાત ઉડાવી નાશવા ના માંડતા, મને પૈસાની ઘણીજ ઝુરૂરત છે. કાંઇની કરી પાંચ હઝાર તો કાલ સુધીમાં હાઝર કરજો."

"કાલનું કાલ કાંઇ બનશે નહીં."

"પણ પેલાં ચિથરાં પાડી મૂકયાંછ તે વટાવતા કેમ નથી?" હલવેથી કાનપર પડી તે બોલી.

"અરે રાંડ, કાલનો દુકાળ આજનો આજ પાડવા માંગેછ કે? તેમાં કેટલો જોખમ છે તે જાણેછ બી?"

"અરે જાઓજી! તમે બડા ડરપોક છો. લાવોની હું આજે અરધી રાતે વટાવી મંગાઉ! જોખમ શું ને વાત શું? તમે પારસીઓ ગજનાગજ ભરો પણ તસુ નહીં ફાડો—માખણમાંજ તલવાર મારો."

'બૈરાનું ભેજું કેટલું? એવું કાંઇ કીધું બાંધું તો બેઉનું કાટલું નિકલી જશે. મર્દોનાં બધા કામમાં ઔરતોએ માથું મારવું એ સિર્ફ બેવકુફી છે."

"એમ છે તો સલામ, ખુદા હાફીઝ! મારે હવે તમારેથી છુટું પડવુંજ જોઇએ; આજે મારાં કદમ આગળ કાહારૂનનો ખઝાનો રેડીદેવાવાલા આ શહેરમાં જીવે છે. વળી આપણાં કહેવાતાં લગનના ફાર્સનો આ શહેરમાં કોણ શાહેદ છે? કયા કાજીએ આપણી નીકાહખાની કીધી છે—કયા તમારા દસ્તુરે આશીરવાદ સાર્યાછ? પંજાબનાં એક ગામડાંના એક અમલદાર આગળ આપણે શાદીનું માત્ર સાટું—દુન્યવી સાટું—જેને તમારા સુધારાવાળાઓ—'સિવિલ મેરજ' કહે છે—તેનાં ઓઠાં હુકળ આપણે જોડાવા છતાં આ શહેરમાં ધણી—ધણીઆની તરીકે આપણને કોણ જાણે છે? તમારા બાગ્યા આગળ પણ તમે તો ખોટુંજ અડાવેલું છે. છુટા છેડા કરવા કરાવવાની કડાકુટમાં નથી પડવાની."

"બસ, બસ! તારી કાતર જેવી ઝબાન ચલાવવાનું બંધ કર નહીં તો મારૂં હ્યદય ચાલતું બંધ થઇ જશે, યા હું દીવાનો બની જઇશ."

"અને મને જોઇતા પઇસા નહીં મલશે તો હું ઘેલી થઇ જઇશ; તમે મારી યુકતી ધ્યાનથી સાંભળશો તો સૌ સમાધાન ઉતરશે."

"અને તે તારી યુકતી?"

"સહેલી અને વળી એવી કે સફાઇથી તમામ ડલ્લો મેલવવા સાથ સફાઇથી તમે છટકી શકશો; સિર્ફ કોઇ કંગાલને માથે બધો ટોપલો નાંખી બંદીખાને મોકલાવી આપો કે તમારો રસ્તો મોકલો."

"પણ જુઠો ચોરીનો ટોપલો કોણપર નાખું?"

"વળી કોણપર? તમારી પહેડીમાં પેલો પોર્યો છે કે નહીં?"

"કીઓ પોર્યો?"

"ફિરોઝ માદન!"

"તેની કહાં ગર્દન મારેછ? બિલ્કુલ એ ગુનાહ, તદન નિર્દોષ છે. આજે તેના ચોપડા તપાસ્યા, ત્રીજોરીઓ ખોલી જોઇ; પણ બધું ચોકખું ને બરાબર! જરા શક જેવુંબી કાંઈ નહીં."

"તમારામાં સમજ નથી! તમારે બદલે કોઈ બહાદુર પંજાબી હતે તો બજાવી બતાવતે."

"તે કેમ?"

"છટ! શું મહાભારત કામ બન્યુંછ? કુમારબાઝખાનું જુગાર-ખાનું જાણોછ કની? તે ધનધનખોરી પંજાબીની જાલમાં એને ફસાવવો; કુમારબાઝખાં તે પોર્યાને પનાવી સમજાવી એવા ખાડામાં ઊતારશે કે જેનું નામ! પોતે પૈસા ધીરી તેને આગળ પાડશે–તેની જીતપર જીત કરાવશે, પછી હાર પર હારની હારમાળા શુરૂ થશે, અને આખીર મામલો મનમાનનો થશે–યાને એક અઠવાડીઆંમાં ચક-ચક એનાં ખાનાં વહી તપાસી જોશો તો ઘોંટાળોજ ઘોટાળો!"

"કાંઈ ધ્યાનમાં વાત ઊતરે છે ખરી."

"તમે જો જો તો ખરા કે મારૂં કહેવું કેવું ખરૂં પડે છે! પણ હું કહું તેમ ચાલો ત્યારે."

"બોલ, બોલ; બધું કરવા હાઝર છું."

"સાંભળો ત્યારે: મારી ઓળખાણનો એક શખ્સ છે, જે પેલા 'બૉન્ડો'માંનો એક વટાવવા લઇ જશે."

"ને તેમ કરતાં સપડાઇ જશે."

"બરાબર; એમજ."

"એટલે? એ શું બકેછ? બધાને બટંબે મોકલવાનો સામાન તૈયાર કરેછ કે?"

"મારા ભોલે મીઆં! મારી વાત પૂરી સાંભળી પછી બોલો. તે હાથે કરીને સપડાઇ જશે-અને તેમ થશે તોજ આપણી ફતેહ નક્કી થશે. તે શખ્સ કસમપર કસમ ખાઇ સત્તાવાલાઓની ખાતરી કરી આપશે કે તે "બૉન્ડ" તેને ફિરોઝ માદને વટાવવા આપ્યો હતો; વળી વધુ સલામતી અને સાબેતી તરીકે એક સાવચેતી લેવાની જે ઝુરૂરત છે તે એકે એ પારસી પોર્યાને આપણા ભલા (!) મર્દની સંગતમાં થોડા દિવસ ફેરવવાની ગોઠવણ કરીશું-જેથી આસપાસનાઓ તરાહેત શખ્સો પણ તે બે વચ્ચેના સંબંધ વિશેની ગવાહી આપશે.એટલે આપણા ભલા(!) આદમીનો બોલે બોલ ગમે એવા બાહોશ અને અનુભવી માજીસ્ત્રેટ માનવાને આચકાશે નહીં-ને-તેનો નતીજો -તેનું પરિણામ તમેજ વિચારી લ્યો."

"શાબાશ! તાલ તો ઠીક છે- તાગડો તો ખુબ રચ્યોછ;

લેકીન,–લેકીન, છેલ્લી ઘડીએ પેલો તારો ભલો(!) મર્દ ફસાવી તો નહીં મારે? દર્યો બેડી ખાડીમાં ડુબાવી તો નહીં મારે?"

"તમારી કેમ ખાતરી કરૂં? તે માણસ એવો છે કે આપણને ફસાવવા પહેલાં પોતે ફાંસો ખાઇ મરી જશે. તમે એટલા બધા શાના ડરોછ?"

"એવાં કામમાં મારો સગો ભાઇબી શરીક હોય તો હું ડરૂં."

"કદાચ તમારા ભાઇથી બીડવાનું તમને કારણ હશે, લેકીન મારો ભાઇ કદી દગો રમે નહીં."

"ત્યારે શું જે ભલા(!) આદમી વિષે તું બોલે છે તે તારો ભાઇ છે?"

"ત્યારે શું આવું જોખમ ભર્યું કામ હું એવા તેવા આસામીને સોંપું એમ માનોછ?"

"પાક ખુદા ખયર કરે, છોકરા!—તું અકકલ હુશીઆરીની એક કિમતી ખાણ છે."

"બોલો ત્યારે! મારા ભાઇની મુલાકાત લેવા તૈયાર છો? કહો, ક્યારે મળશો?"

"જ્યારે કહે ત્યારે."

"ઠીક ત્યારે; આવતી કાલે રાતે તમો તેને મળો એવી ગોઠવણ કરીશ. તમે બેઉ જણ મલી ઘટતો બંદોબસ્ત કરી લેજો."

"પણ તે બંદોબસ્ત તારા ભાઇ સાથે તુંજ કાં નહીં કરી લેતી?"

"કારણ કે આખીર કરેને હું માત્ર એક ઔરત! હું મારાં

મગઝને ઝોરે એક યુક્તિ યોજી યા શોધી કહાડું પણ તે પાર ઊતારવાનું કામ હિમ્મતવાન મર્દોનું છે."

જાુહ્દીન ઝોહરાની જાલમાં જકડાયલો જેહાંગીર ચોરી જેવું ઝબુન કામ તો કરી ચૂકયો હતો, પણ હવે તેજ જાલસાઝ ઔરતની ઊશકેરણીથી હવે પોતાનું પુરૂં સત્યાનાશ વાળવા પાપના તળાવની પાળપર ઉભો રહી ભૂસ્કો મારવાની તૈયારીમાં હતો.

બન્ને બદમાશો એમજ મનમાં મગન થવા લાગ્યાં કે તેમની બાજીમાં તેઓએ જાણે લગભગ અરધી જીત મેલવી હતી; પણ પરદા પાછલ પેલી પંજાબન આયા પોતાની ફ-તેહની ખુશાલીમાં મુસ્કુરાતી ઉભી હતી તેને એ બેમાંથી કોઇ એકેણી જોએ હતે તો તેમના વરાળ રૂપી વિચારો હવામાં ઉડી જતે, ખુદ તેમના હોશહ્વ્ર ઉડી જતે.

## પ્રકરણ ૪ થું.

### પંજાબી આયા ગુલશન.

આગળાં એક પ્રકરણમાં આપણે વાંચી ગયા કે કુંવરજી કાવસજીની કું૦ ના નવા ભાગીદાર જેહાંગીરને તેની કહેવાતી કોઝ્ઝ સગી મળવા આવી હતી; તે વેળા ચાંદનબાઈ પણ ત્યાં હતાં વળી એમ પણ વાંચી ગયા કે પેલી જવાન ઔરતની ચાંદને છુપી ગતે પૂઠ પકડી હતી.

ચાંદનબાઇને આપણે એક મડમ ડિટેકટિવ તરીકે ઓળખી ચુકાં છીએ. તે બાહોશ અને બહાદુર સ્ત્રી પેલી જવાન સ્ત્રીને તેનાં ઘરમાં જતી જોઇ ત્યાંથી ગુમ થાય છે અને અરધા કલાકમાં એક પંજાબનનો વેશ લઇ પેલી સ્ત્રીના મકાનથી થોડેક દુર ભમતી દેખાય છે; ભાગ્યે પંદર પળ થઈ હશે કે વળી પેલી જવાન સ્ત્રી ઘરમાંથી બાહેર નીકળતી દેખાય છે; અને નાઝુક હાથે પુર અદાથી નાની છત્રી ખોલી ચાલવા માંડે છે, તેવામાં પેલી પંજાબી ઔરત રડમસ ચ્હેરે સામી મળે છે. જવાન પારસી (!) બાનુની દયા ઊશ્કેરાય છે; તે તે ગરીબ છોકરીની હાલત ગુજરાતીમાં પુછે છે લેકાન પેલી પંજાબન ભાંગી તુટી ઉરદુમાંજ પોતાના રોડરા રડે છે ને કહે છે કે તે પંજાબથી આવેલી છે. તે પંજાબી સિવાય બીજી બોલી બરાબર સમજતી નથી વિગેરે.

હવે આપણે જાણીએ છીએ કે પેલાં બાઈ સાહેબ પણ પંજાબથી આવેલાં જેહાંગીરના સગાં (!) હતાં એટલે ત્યાંની ભાષાથી વાકેફ હતાં તેમને તે પંજાબી છોકરી ઘણી ગમી આવી શું શું ધકેલા ખાઇ તે મુસીબતની મારેલી મુંબઇ આવી હતી તેનું દયાજનક દાસ્તાન આંસુ ભરી આંખોએ પેલી પંજાબને કહી સંભળાવ્યું.

"પણ છોકરી! આવી જવાન ઊમરે આવાં એક અજાણ્યાં શહેરમાં અકેલી કેમ અને શા સારૂ આવી?" પેલી બાઇએ પંજાબી ભાષામાંજ પૂછયું.

"એક કનીઝ—એક બાંદી—એક દાસી તરીકે નોકરી કરવા."

"તેં એવી નોકરી કદી કીધી છે?"

"હા બાનુ. પંજાબમાં આવતી ઘણી ઈંગ્રેજ બાનુઓની નોકરી બજાવી સારો તજરબો મેળવ્યો છે."

તેણીનાં દિલમાં દયાનો ઝરો વહેવાથી કહો કે કોઇ બીજા કારણથી; પેલી પારસણ(!)બાઇ તો તે પંજાબી ઔરતપર મોહીજ પડી અને તેણીને પોતાની આયા તરીકે તેજ પળે નોકરીમાં લીધી અને પોતાને કામે જવાને બદલે તેને લઇને પાછી પોતાનાં ઘરમાં ઘુસી.

સાંજ સુધી તે પંજાબનનું કામ કાજ અને અદબઅદા જોઇને બાઇ સાહેબ તો ખુશ ખુશ થઇ ગયાં, અને એક આયા કરતાં પોતાની માનીતી સખી સમાન તેને ગણવા લાગ્યાં.

દિવા બત્તી થવા બાદ આયાએ બાઇની પરવાનગી માંગી જણાવ્યુ કે તેણી પોતાની એક દુરની સગીને ત્યાં ઉતરેલી હતી ત્યાંથી પોતાનાં કપડાં લઇ બીજી સવારે પાછી નોકરીપર હાઝર થશે. અને તે પરવાનગી તુર્ત મોટી ખુશી સાથે આપવામાં આવી.

બીજી સવારે વખતસર પંજાબન આયા—આપણી બાહોશ મડમ 'દિતેકટિવ'-પોતાની નોકરીપર હાઝર થઇ.

તે આખા દિવસમાં કાંઇ જાણવા જોગ બન્યું ન હતું, પણ રાત્રે શું બન્યું તે આપણે છેલ્લાં પ્રકરણમાં વાંચી ગયાં. તે રાત્રે બદકાર ઝોહરાએ કીધેલી તજવીજ પ્રમાણે જેહાંગીર તેણીના બદમાશ બાઇ કુમારબાઝમાં અને તેના મળતીઓ સાથે મળનાર હતો.

× × ×

આશરે અગીઆર વાગા હશે, મકાનો અને દુકાનોના દરવાઝા બંધ થયા હતા લેકીન કુમારબાઝખાના કહેવા મુજબનું "અશરફ

મનઝીલ" નામનું દેશી 'હોટેલ' હજી ખુલ્લું હતું. રસ્તાપરની રોશની માં ચાર જણુ પેલાં 'હોટેલ' તર્ફ જતા જણાયા. તે ચારો દેખાવે પંજાબી દેખાતા હતા.

તેમાં જે સૌથી નાનો અને કાવલા દેખાવનો શખ્સ હતો તેને બધા માત આપી તેના કહયાઅર ચાલતા જણાતા હતા. તેઓ સઘળા આગળથી બંદોબસ્ત કરી રાખેલાં નમ્બર પંદરવાળા ઓરડામાં દાખલ થયા અને તુર્તજ બધાઓએ પોતાના પગરખાં કહાડી નાંખ્યાં. તેમના અને નમ્બર સોળના ઓરડા વચ્ચે માત્ર સાત ફીટ ઊંચી દિવારનો પરદો હતો–તેની ઉપરથી છત લગી ખુલ્લુંજ હતું. પેલા ચાર શખ્સો, જાણે રાત દીન એવાંજ કામમાં મસ્ગુલ રહી માહેર બન્યા હોય તેમ બે મોટી ટેબલો પેલી દિવાર આગળ ગોઠવી તેનીપર ચાર કુરસીઓ ચઢાવી તેપર ચઢી એવી રીતે ગોઠવાયા કે નમ્બર સોળના ઓરડામાં બનતું બધું જોઇ શકે. પણ તેમની હાઝરી કોઇને જણાય નહીં.

તેઓ ઉપર મુજબ ગોઠવાયા નહીં એટલામાં પાસેના ઓરડામાં કોઇ દાખલ થતું જણાયું, અને તેમાં જોતાં શું જણાયું? પહેલો દાખલ થનાર જુગારખાનાવાળો કુમારબાઝ ખાં હતો, અને તેની પાછળ કુંવરજી કાવસજીની કું૦ નો નાનો ભાગ્યો જેહાંગીર ઘુસ્યો.

કુમારબાઝે પહેલી ઝબાન ખોલી; તે બોલ્યો:—

"જનાબ! આપ પાસે કોઇ "બોન્ડો" વટાવવાના છે, નહીં?"

"હા; લેકીન ચોક્કસ શર્તે."

"અં–હં–! તે શર્તોનું બયાન કરશોજી?"

"પહેલાં મારે જાણવું જોઇએ કે એ "બૉન્ડો"ના નાણું કેવી રીતે વસુલ કરવામાં આવશે?"

"હું તે એક એવાં આસામીનાં હાથમાં મૂકીશ કે જે અવ્વલથી આખીર સુધી શું કરવું તે સારી રવેશે જાણે છે."

"તેનું નામ?"

"ગુમ નામ! પણ તમે જાણવાજ માંગતા હોવ તો જાણો કે તેનું નામ ફરતૂતબેગ."

"કોણ? ફરતૂત? પેલો શેર બાઝારનો આબરૂદાર દલાલ?!"

"બરાબર તેજ."

જેહાંગીરની અજાયબીનો પાર ન રહયો. ફરતૂતબેગને તે એક ઇજ્જતદાર શરીફ ધંધાદારી તરીકે જાણતો હતો, તે આવા લુચ્ચાઓનો મળત્યો! એ વિચારજ માન્યામાં ન આવે એવો હતો. તે બોલ્યો:— "શું તે એમ કહેવા માંગે છે કે એ આબરૂદાર ગૃહસ્થ એવાં નીચ કામો કરે છે?"

"સાહેબ, આપ તો ભોલા છો. સુફેદ સાયામાં સિયાહ કામ કરનારની બોલ બાલા છે—જનાબ આપ જાણુતા તો હશો કે:—

"નેકી ઝઇફા હો ચુકી, અબ તો બદી જવાન હય,
'પૂછે પુરાનીકો તો કૌન, સબકો નઇકા ધ્યાન હય;
'નેકીમેં ગરચે હય ખિસાલ, લેકિન બદીમેં હય જમાલ,
'મરગુબ ઉસ્કા હય વિસાલ, ઝાહિરમે જીસ્કી શાન હય;
'નેકીકો ખાસોમેં હય કામ, ઘર હય બદીકે ઇઝને આમ,
'સાહેબે આફતકા વો ઘર, રન્ડીકા યેહ મકાન હય;
'નેકીકે મુંહપર હય નિકાબ, ઔર હય બદી તો બેહિજાબ,
'ઝાહિરપે સબકો હય યકીં, બાતિન અબસ બયાન હય."

"સેઠજી! આયા સમજ કે બીચમેં? ફરતુતબેગ એવાજ નેક નેક ધંધા કરી પાંચ પૈસે સુખી છે; બાકી લોકોને અંધારી ચાદર ઓઢાવવા બાઝી વકત ખરેખરો ઇમાન્દારીનો ધંધો કરવાની બાઝીગરી માત્ર કરે છે. ખોહવાયલી નોટોના ઢંગ એનાં ઘરમાં પડેલા છે તેનાં નમ્બરો ખારેઝ થયલા ઝાહેર થવા છતાં એ અગોર શખ્સ દર સાલ હઝારોની વટાવી ખાય છે."

"વારૂ, હું કોણ છું તે તો ખબર છે નહીં?"

"અરે જનાબ, આફ્તાબ પર નિકાબ નાખવાથી તે છૂપો રહે?"

"અગર રસ્તામાં મને મલે તો શું નામથી મને બોલાવો?"

"વળી કયું નામ? ફિરોઝશાહ શેઠ—ફિરોઝ માદન--કે જેની સાથે હું આખી આખી રાત ભટકયો છું-જુગાર રમ્યો છું, ચોરીમાં મદદગાર બન્યો છું." આંખ મારી ટકોરમાં બોલ્યો.

"પણ વારૂ; આપણ બેને સાથે ફરતા કોઇએ જોયા છે કે?"

"ઘણા જણે."

"કયારે?"

"વલી ગઇ રાતેજ."

"પણ આપણને સાથે જોનારા બધા વિશ્વાસુ છે કે?"

"તમે બેફિકર રહો- જે કામ હું માથે લઉં તે પાર ઉતારીનેજ મુકું."

"વારૂં; આ તારો સાથી મને જાણે છે કે?" બીજાને બતાવી જેહાંગીર બોલ્યો.

"રાજાબાઇ ટાવર જેટલા ધર્મ પોથીના ઊંચા ઢગપર હાથ મૂકી કસમ ખાઇને એ કહેવા તૈયાર થશે કે તમે પયદા થયા ત્યારથી તે તમને પિછાને છે."

"ફરતુતના હાથમાં પેલા 'બોન્ડ' જવા બાદ કેટલી મુદ્દતમાં રકમ વસુલ થઈ શકશે?"

"તે કામ તમારૂં છે."

"વળી તે કેમ?!"

"તેની પાછળ છૂપી પોલીસનું એક ભોંસ્યું મૂકી દેવું."

"ત્યારે તો તે સપડાઇ જશે!"

"હાજ તો વળી."

"અને બધો ભરમ ફોડશે?"

"બરાબર."

"અને પોત્તાને બચાવવા બીજા બધાને ફસાવશે; એમજ કે?"

"બધાને નહીં—સિર્ફ મારૂંજ નામ બતાવશે- મને પોલીસ પકડશે—જ્યારે હું 'શહેનશાહ તર્ફનો શાહેદ' બની કસમપર સાચ્ચે સાચ્ચું(!) કહી દઇશ કે મને તે 'બોન્ડ' કોણે આપ્યો હતો."

થોડીક પળ વિચારી જેહાંગીર બોલ્યો:—

"ઘણોજ સરસ દાવ છે; પણ તારી રમતપર તેની હારજીતનો દારોમદાર છે."

"તમે જોજો તો ખરા; સેવક એ સીકંજામાંથી એવો સરકી જશે કે તમેબી દાંતમાં આંગળાં પકડશો."

થોડીક ઘુસ–ઘુસ પછી જેહાંગીર 'બોન્ડ'નું બંડલ કહાડી કુમારઆઝખાંના હાથમાં આપે છે.

ત્રણ કાવત્રાંબાઝો જાણે એક મહાભારત કામ કરી પરવાર્યાં હોય તેમ કુરસીઓમાં થાક ખાવા અરડાઇ બેઠા. તેઓ એવી રીતે બેઠા હતા કે તેમના ચ્હેરા નંમ્બર સોલના ઓરડા તફ હતા. એ કમબખ્તોને સ્વપ્ને પણ નહતું કે પાસેના ઓરડામાંથી આંઠ આંખો તેઓપર ચોંટેલી હતી અને આંઠ કાનોએ તેમની વાતચીત સાંભળી હતી. હા! અગર તેઓ તે જાણતે તો? તો શું! ત્યાંજ ફાટી મરતે યા ઝહેરની ફાકી મારતે. અરે, એટલામાંજ કાંઇ અટકયું કે? છુપા 'કેમેરા'ની તખ્તીપર તે ત્રણે તરકટીઓની હુ—બ—હુ તસ્વીર પણ નકશ થઇ ચુકી હતી!

તેઓ બેઠા હતા તેની પાછલનાં કમરામાં ભરાઈ આનું પરાક્રમ કરનાર કોણ હશે? આગળ તો ચાલો. વખતસર સૌ જણાયા કરશે.

થોડીક નજીવી વાતચિત પછી જેહાંગીર ત્યાંથી નિકલી ચાલ્યો, તેની પાછળ થોડી વાર રહી પેલા ચાર ભેદી પંજાબી પણ ચાલતા થયા.

× × ×

આગલી રાતે ઉપલો બનાવ બન્યા પછી બીજી સવારે ગુલેશન મામુલ માફક પોતાની બાઇની નૌકરી બજાવતી દેખાય છે!

તે દીને બપોર પછી જેહાંગીર પોતાની કહેવતી ધણીઆણીને મળવા આવે છે. તે શાંત દેખાવનો, બાંગડ, લુચ્ચો અને આસપાસ ચૌતર્ફ નિગાહ રાખી છુપા ભેદો ઉકલાવવા કે કોઈ છુપી વાતનો ભરમ ખોલી કહાડવામાં બાહોશ હતો. સાથે લાગો તે ઘણોજ અદેખો અને વહેમી પણ હતો. દિવાનખાનામાંથી પસાર થઇ ઓહરાના કમરામાં દાખલ થવા પહેલાં ચાલમાંના ઓરડાનાં બારણાંની કુંચીના બાકાંમાંથી તેણે અંદર જોયું, તો પેલી પંજાબી પોરી કાંઈ લખવા બેઠેલી દેખાઈ. વાત કાંઇ દમ જેવી ન હતી, લેકીન આ સદાનો વહેમી બારદાન વધારે વહેમી બન્યો. તેનાં મનમાં તરેહવાર શક—સંદેહ ઉભા થયા હતા જેથી ચ્હેરાપર ચિન્તાનાં ચિન્હો પ્રગટી નિકળ્યાં. તે ઘણોજ વિચારમાં પડયો. તેણે ત્યાંની ત્યાં બેચાર લતાર મારી અને આખરે ગજવામાંથી એક કુંચી કહાડી, અને ધીમેથી તે દરવાઝાની કળ ખોલી એક બારણું ઉંઘાડી તે ઓરડામાં દાખલ થયો. ગુલશન એક 'ડ્રેસીંગ ટેબલ'ના આયના સામે બેસીને લખતી હતી. તેના હાથની વલાણપરથી—ઉરદુ ફારસી નહીં પણ—ગુજરાતી કે ઇંગ્રેજી લખતી હોય એમ જેહાંગીરે જોયું, અને તેનાં બદનમાંનું લોહી ગોયા બંધાઇ ગયું! તે ઘણાંજ ધીમે કદમે પેલીની પીઠ પાછળ જઇ ઉભો, અને તેણીનાં લખાણપર નઝર પડતાંજ તેનો ચ્હેરો ઝર્દ મારી ગયો. તેણે શું જોયું? શું લખેલું હતું તે વંચાયું તો નહીં, પણ તે લખાણ ગુજરાતીમાંજ હતું!

હા, ત્યારે તેનો પહેલો શક ખરોજ હતો; તેને અવ્વલથીજ શક હતો કે એ અઉરત કોઇ જાસુસ હોવી જોઇએ જે ખરૂં પડતાં તેણે નઝરે જોયું.

તે ગુપચુપ તે ઓરડામાંથી સટકી ગયો, ને બાહેર પડતાંજ હવે એ કાસળને કેમ પતાવવી તેના વિચારમાં પડયો.

આખરે તે એવા ઠેરાવપર આવ્યો કે એક દમ ઓરડામાં ધુસી જઇ પેલું કાગઝ ઝુંટવી લઇ તે વેષધારી પંજાબનને ખુલ્લી કરી ફઝેત પાડી ભેદનો ખુર્કો ઊંધાડી નાંખવો.

પણ પોતાનો ઉપલો ઠેરાવ અમલમાં મૂકે તે પહેલાં એક અજીબ બનાવ બન્યો.

પેલી પંજાબી આયા ગુલશન ચાલમાંથી આવતી જણાઇ, જે ખુશાલ અને મધુર આવાઝે નિચલી સતરો લલકારતી હતીઃ-

(લાવણી.)

"પૈસા પૂંજાય જગતમાં
પૈસે સૌ લોટે ગતમાં."

ઝુલ

પૈસાના પ્રેમ વસીલા,
પૈસાના કુળ કબીલા,
પૈસાના ગુરૂ રાજા,
પૈસાના સાધુ ઝાઝા,
પૈસાના ધર્મો કર્મો,
પૈસાના જાણી મર્મો,
કરૂં સેવા સ્વગતમાં,
પૈસે સૌ લોટે ગતમાં."

રસ્તા વચ્ચે પોતાની સામે જેહાંગીરને ઊભેલો જોઇ કેવીક ડરી ગઇ હોય તેમ તે છોકરીએ અજાયબીની એક ચીખ પાડવા સાથ નાસવા માંગતી હોય તેવો દેખાવ કર્યો પણ બીજીજ પળે સામે

આવી ઊભી, અને શરમથી નિચું નિહાળતાં અરધી પંજાબી અને અરધી હિન્દુસ્તાની ભેળમભેલ ભાષામાં તેણીએ સમજાવ્યું કે પંજાબથી મુંબઇ આવી પોતાની સગીને ત્યાં ઊતરી હતી, તે સગીએ એક ગુજરાતી નાટક કંપનીમાં તેણીને નોકરી રાખી, જ્યાં ઉપલુ ગાયણ જેમ ભરડાવ્યું તેમ તે ભરડી ગાતાં શિખી–પણ ગયર ઝબાનમાં શિખવું શિખવવું બન્ને ઘણા કડાકુટના કામ હોવાથી, ન તેને પાલવ્યું, કે ન નાટકવાળાને. આખીર નાટકના માલેકે સૂચના કરી કે ભાંગું તુટું ગુજરાતી બોલતાં બલકે લખતાં વંચતાં શિખી આવવું. તે મુજબ થોડા દિવસ તેણીએ ફાંફાં માર્યા પણ પૈસાની તંગીને લીધે આખીર નોકરીની શોધમાં નિકલી અને સારાં નસીબે તે સારે ઠેકાણે ગોઠવાઈ ગઈ હતી, એમ કહી કાગઝનો એક કટકો તેણીએ જેહાંગીરના હાથમાં મુકયો.

આબાદ તે તેજ કાગળ હતું કે જે જેહાંગીરે સંતાઇને જોયું હતું–અક્ષરબી તેજ, પણ લખેલું શું હતું? 'ક, ખ, ગ' વિગેરે! ઊપરની ઓળના અક્ષરો સારા મરોડદાર હતા, અને નિચેની સતરના હરેકો બચ્ચાં સઇ લખાયલાં હતા. ત્યારે હવે સમજ પડી. તેણી ગુજરાતી મુળાક્ષરો શિખવાની કોશીશ કરતી હતી. જેહાંગીર ગમે એટલો બાહોશ અને બાંગડ હતો તે છતાં તેને સ્વપ્ને પણ નહીં હતું કે જ્યારે તે તેણીના કમરામાં દાખલ થઇ તેની પીઠ પાછળ ઊભો હતો ત્યારે તે ચંચળ છોકરાની આંખો આરસીના તકતાપર એવી રીતે ચોંટેલી હતી કે તેની પાછળવાળા શખ્સની દરેક હિલચાલ તેણી બારીકાથી જોઇ શકતી હતી.

હજી જેહાંગીર કાંઇ વધુ બોલે કે વિચારે એટલામાં છોકરા

ત્યાં આવી પહોંચી. તુર્તજ ગુલશન પંજાબી ભાષામાં પોતાની બાઇને કાંઈ કહી ત્યાંથી ચાલી ગઇ.

જેહાંગીર અને ઝોહરા એકલાં પડતાંજ તે બોલ્યો:—

"ઓ ! હું એવો ગભરાઈ ગયો હતો, એ–એવો ગભરાઇ ગયો હતો કે બોલ્યાની વાત નહીં !"

"વળી ગભરાઇ શાને ગયા ? મારી આયા તમારી સાથે નાતરૂ-- નાતરૂં કરવા માંગતી'તી કે ?" પેલીએ ધૂમ હસ્તાં કહ્યું.

"ઘેલાં શું કહાડેછ ? હું એમ ગભરાયો કે મારો અસલ વહેમ ખરો પડતો મને લાગ્યો--કે એ ફરેબખોર પોરી કોઇ જાસુસ હોવી જોઇએ."

"જાઓ, જાઓ ! એના એજ ધકારામાં તમારૂં ભેજું ખસી જશે !" એમ કહી તેણીએ વાત ઉડાવી પણ તેજ પળે તે ચંચળ-નારના મનમાં કાંઇ ઔરજ અંદેશો પડયો.

નિર્દોષ ગુલશનપર કોઇ બીજાજ સબબે નઝર રાખવનો તેણીએ નિશ્ચય કર્યો.

જેહાંગીરના જવા બાદ તે ગંભીર ગોર કરતી બેઠી.

દગાબાઝ અને પાપીઓ હમેશા શકમંદ રહે છે, તેમના જીગર ધડકતાં રહે છે. ખાસ કરી જ્યારે એક ઔરતનાં મનમાં વસવસાની ચીણગારી પડી તો પછી તે એવો ભડકો લઇ ઊઠી એવી ખરાબી ફયલાવે કે જેમ એક નાની આતશની ચીણગારી સુકાં ઘાસનાં વનનાં વન બાળી ભસ્મ કરે છે. કેવી અસાધારણ રીતે તે છોકરી તેણીની નોકરીમાં આવી હતી, તેનો તેણીને વિચાર આવ્યો, તે સાથે

એવોબી ખીઆાળ આવ્યો કે પહેલે દિવસે તે છોકરી પર શક જવા જેહાંગીરે જે કાંઇ કહયું હતું—તે માત્ર એક અંધારી ચાદરજ હતી!

હા, હવે તેણીના જીગરમાં અદેખાઇની આગ જલતી હતી. તેણીના દિલમાં કીનાનો આતશ સળગી ચુકયો હતો. તેણીને પૂરો વહેમ પડયો હતો.

કુમારઆાઝખાંએ એક વાર તેણીને ચેતાવી હતી કે જેહાંગીર બડો ઊડાઉગીર દિસતો હતો તે વાત તેને યાદ આવી, અને હવેજ તે વિશેની તેની ખાતરી થતી જણાવા લાગી. તેણીને શક શું પડયો તે તો સાંભળો.

તેણીએ વિચાર્યું કે જેહાંગીર પેલી પંજાબી છોકરીને સારીપેઠે જાણતો હોવોજ જોઇએ; જાણી જોઇને તેણેજ તેણીને તેણીના માર્ગમાં એવી રીતે મૂકી હતી કે દયાથી ભોળવાઇને ચાકરી રાખે! શું ત્યારે તે એક સૌકને (શોખ) ને લાવી હતી; તે માંજરી પંજાબનને જાસુસ જણાવી જુઠી ધાંધલ કરવામાં જેહાંગીર માત્ર એક બાઝી રમ્યો હતો કે તેનીપર કોઇ શક જાયજ નહીં? આ બધા વિચારનો સાર એજ હતો કે જેહાંગીરે પેલી પોરીને પગાર આપી તેણીપર ચોકી કરવા રાખી હતી એમ ઝોહરાએ ખાતરીથી માની લીધું!!

તે મન સાથે બોલી કે એ પારસી કરતાં હું ચાર ચાસણી વધારે પહોંચેલી છું, અને જો મારો શક ખરોજ પડેલો જણાશે તો પેલી દદ્દાની નાપાક ઝબાન કેમ બંધ કરવી તે હું સારી રીતે જાણું છું. તેબી જાણશે કે ચાલી ચલાવીને સિંહના મોહડાંમાં પોતે આવી છે; તેની ગર્દન મારા હાથમાં છે. તેને ગળચીમાંથી પકડી એની હંસ જેવી લાંબી ગર્દન મરડી પહોંચતીજ કરી મૂકીશ, કે ઝેહરની એક જામ—ને કામ તમામ!"

તે હાવકી ઔરતે પોતાનો ગુસ્સો દબાવી-જાણે કાંઇ જાણતીજ નહીંહોય એવી 'અનજાની અમ્મા' બની ગુજરાતીમાં પૂછયું: "શું તું કાગળ લખતી હતી?"

ગભરાટનો દેખાવ કરી ગુલશને કાંઇબી જવાબ ન આપતાં માત્ર ડોકું ધુણાવ્યું.

જેહાંગીરની માફક ઝોહરાએ બરેહવાર યુકિતથી પેલીની ઊલટ પાલટ તપાસ લીધી, પણ ફોકટ! જાણે મુંગી બહેરી હોય તેમ ગુલશન તો સાવજ જેવી હાથ જોડી ઊભીજ રહી. પણ જ્યારેબી વચમાં વચમાં કોઇ સવાલ પંજાબીમાં પૂછ્યા તેના નિર્દોષ પણ તુર્તાતુર્ત જવાબ આપ્યા.

રાતે જમીને સુતાબાદ બે એક કલાક પછી ઝોહરા ઊંધાડે પગે ગુલશનના ઓરડા તર્ફ ગઇ.

તેણીના હાથમાં એક પારદર્શક પ્રવાહીની નાની શીશી, અને બીજામાં રેશમી રૂમાલ હતાં. તેણીનો વિચાર એજ હતો કે પેલી ઔરતને દવા સુંઘાડી બેબાન બનાવી તેણીના અસબાબની ઝડતી લેવી. બે બાહોશ બાયડીઓ વચ્ચેનો તે એક દિલકશ ખેલ હતો. પણ તે ખેલ શુરૂ થવા વગરજ ખતમ થઇ ગયો! ઘણીજ સંભાળથી દરવાઝો ખોલી એક ખુનીની અદાથી તે અદેખી ઔરત ઓરડામાં દાખલ થઇ, પેલી શીશીમાંનો અર્ક રુમાલપર છાંટયો, અને ધીમે ધીમે કદમે બિછાના આગળ જતાંજ ચોંકીને ઉભી. સબબ? પોતાની આંખો ચોલી ફરીથી ખાતરી કરવા બિછાનાંપર હાથ ફેરવી જોયો તો બિસ્તર ખાલી! અરે ખાલીજ શું, સેહેજ ખોળાયલુંબી નહીં!!

બસ, હવે પૂરેપૂરી ખાતર જમે થઇ, કે જેહાંગીરે તેણીની હિલ-ચાલ ઉપર નઝર રાખવા એક તેણીનીજ ઝાતની જાસુસ રાખી હતી!

કમસમજ ઔરત ખરી હકીકત શું છે તે કયાં જાણે છે? સૌ જણાયા કરશે.

---

# પ્રકરણ ૫ મું.

## પ્રપંચ અને પરાક્રમો.

ઝોહરા જ્યારે ગુલશનના અસબાબની ઝડતી લેવા તેણીના કમરામાં ધુસી હતી, ત્યારે તે ભેદભરી આયા કયાં હતી? તેણી કોઇ બીજાંજ કામમાં મશગુલ હતી. તે શું, અને કયાં! ચાલો તે જાણવાનો વખ્ત નઝદિકજ આવ્યો છે.

પેલી બાહોશ અને ચતુર મડમ 'ડિટેકટિવ' વિષે આપણે આગલા પ્રકરણમાં વાંચી ગયાં છીએ. એ ચંચળ ચતુરાએ પોતાની કુનેહભરી કારસાઝીથી એવી શહાદતો એકઠી કરી ગોયા પોતાની મુઠ્ઠીમાં ધરી રાખી હતી કે ચાહે તે પળે અસલ ચોરને ગળચીમાંથી પકડી પેલા ચોરાયલા 'બાન્ડો' પકડાવે.

પણ તેણીનો વિચાર એ હતો કે પહેલાં તે 'બાન્ડો'નો કબજો મેળવવા પછીજ બીજી કારરવાઇ કરવી.

ગુલરાન-ઝોહરાની પંજાબી આયા ગુલશન—જે કોઇજ નહીં પણ પેલી મડમ 'ડિટેકટીવ' હતી એમ સુજ્ઞ વાંચકે જોઇ લીધું હશે,

તે ઝોહરાના સૂવા પછી ભાગ્યે પાંચ મિનીટ તેણીના ઘરમાં થોભી હશે. ભોંય તળીએની એક બારી કુદાવી તે બાહેર નિકળી પડી. ને બે ત્રણ મકાન મુકી એક નાની દુકાનનું તાળું ખોલી અંદર ગઇ.

તેજ વખતે ઝોહરાએ પોતાની શોધમાં શું મેળવ્યું? કાંઇજ નહીં! આંગપરના કપડાં સીવાય એક નાની સરખી પોટલી લાવેલી હતી તે પણ ગુલશન સાથેજ ગુમ થયલી જણાઇ! પણ જે ભેદ ભરી રીતે ગુલશન ગુમ થઇ હતી તેજ પુરાવો બસ હતો—તેથી ઝોહરાનો શક સંપૂર્ણ અને મઝબુત થયો હતો.

"ઓ હો! બેગમ સાહેબા! ઝરા સ્હવાર તો પડવા દેવો; કાલે તમારી વાત. લુહારવાડે સોય વેચવા નિકળીછ, તો તેનો સ્વાદ તો એવો ચખાડીશ કે ઉમરભર ભૂલશે નહીં; બલ્કે સુફએ જેહાંથી સદાબરી ભૂલાઇ ભૂસાઇજ જશે" ઝોહરા દાંત્યાં કચકચાવીને બડબડી. "હું બી તો ખરી કે એ દદા પાસે બધી બાતમી મેળવુ—સમજાવટે કે સિતમે કોઇ પણ રીતે બધું એની પાસે કબુલાઉં, તોજ મારૂં નામ ઝોહરા!"

વળી તેણીએ વિચાર્યું કે "એમ ધારીએ કે આવતી કાલે તે નઉકરીપર આવેજ નહીં તો? એ નાપાક પોતાની પાછળ એક ચીથરૂંબી મૂકી ગઇ નથી. હું ધારૂંછ કે હું એને ઝેર કરૂં તે અગાઉ તે મને બનાવી ગઇ છે.-હવે તેની પાછી આવવાની ઉમીદ ખોટી."

તરેહવાર અંદેશા અને વિચારોનો ભાર મગઝપર લઇ ઝોહરા ભારી દિલે પોતાના ઓરડામાં જઈ સૂઇ ગઇ, અને સ્હવારે ઉઠતાંજ જુએ છે તો ગુલશન મૌજુદ!

ઝોહરાની જબીનપર—તેનાં કપાળપર—કરચલી વળવા લાગી

તેનાં ભવાં ચઢી ગયાં—ગુસ્સાથી તેના હોઠ હાલવા લાગ્યા–તે જાણી જોઇ ગુજરાતીમાંજ બોલી:—

—"કેમ બાઇ સાહેબ! તમે આવ્યાં છો કે? રાંડ લુચ્ચી દદા! જાણે કશામાં હોયજ નહીં તેમ ડાહી દોરી ને વરીઆની વ્હોરી બની મારી આગળ આવી ઊભી રહેતાં તુને શરમ નથી આવતી–તુને બીક નથી લાગતી?"

ગુલશને માત્ર ડોકું ધુણાવ્યું અને, તેણે પંજાબી ભાષામાં કહયું–કે "બીબી, તમારી બોલી હું નથી સમજતી તે તો આપ જાણો છોજ."

"ફરબી મકકર? તારી પર પાક ખુદાની માર! સમજતી નથી? તુને હમણા બધી સમજ પડી જશે. તારાં કરતાં પાંચ દિવાળી મેં વધારેજ જોઇ છે-હું કહુ છું કે મારો હરેક બોલ તું સારી પેઠે સમજે છે; ચાલ બોલ, રાતે કયાં હતી-કયાં ગઇ હતી?"

ગુલશન એક પત્થરનાં પુતલાં મિસાલ ખામોશ ઊભી.

"તારાં મક છોડ; મારા સવાલનો જવાબ દે."

પણ ગુલશન તો હિલી કે ચાલી નહીં!

"જાણ ઓ વિચ્છણ! કે તારા શેઠ જેહાંગીરે બધું મારી આગળ કબુલ કરી દીધું છે-પોતાનાં પાપનો પશ્ચાતાપ કીધો છે. તેણે પસ્તાઇને બધો ઇકરાર કીધો છે કે તુંને મારી પર ચોકી રાખવા એક કમીની જાસુસ તરીકે તુને રોકી છે. કેમ ખરૂં કે?"

ગુલશનનું એક પાપણ પણ હિલ્યું નહીં.

આખરે ઝોહરા ફફડી—ચટકીને ઊઠી. કારીનું એક કપ પેટમાં હોમાવી તેણીએ ઘરનું દરેક બારણું પોતાને હાથે બંધ કીધું–અને દરેકને તાલું મારી તેની કુચી પોતાની પાસે રાખી.

આ બંધી ધરફડી ઠંડે કલેજે ગુલશને જોયા કીધી.

ઝોહરા ગુસ્સા ભરેલી સુર્ખ આંખના ડોળા ચઢાવી બોલી "ચાલો બાઇ સાહેબ; હવે ડાહ્યાં થઇ જાવો; આપણે કાંઇ ફાયદાકારક ગોઠવણ કરીએ તો કેમ ?"

ગુલશને વળી પંજાબીમાંજ ચલાવ્યું કે "બાઇસાહેબ! આપ શું બોલો છો ? આપના દુશ્મનોના જીવને કાંઇ અસુખ છે?"

હવે ઝોહરાનો મીઝાજ હાથથી ગયો તે પોતાના ગુસ્સાને થામી શકી નહીં. તેણીએ પંજાબી ભાષામાં હવે બબાળવા માંડયું:

"તું મારી માફક બલ્કે મારાં કરતાં સરસ ગુજરાતી સમજી, બોલી, બલ્કે લખી વાંચી જાણે છે; પણ તું તારી ઠગબાઝીને વળગી રહેવા માંગે છે, તો ધુળ વાળી; જે ભાષા તું સમજવાનો દાવો કરે છે તેજ ભાષામાં તુને હવે સવાલ કરૂં છું કે ગઇ રાતે તું કયાં હતી?"

"હું કહી નહીં શકતી બાઇ."

"ઓહો! તું મને કહી નહીં શકતી? જોઇશું કે કેમ કહી શકતી નથી! જાણ–અને સાંભળ તારી મોંકાણના સમાચાર કે ગઇ રાતે જેહાંગીર શેઠે પોતે કુબુલ કીધું કે તેમણેજ તુને આ ઘરમાં તાલ તલાવટથી દાખલ કીધી છે, અને તેમની તથા તારી એકજ મતલબ છે."

"બેગમ સાહેબા! અગર જેહાંગીર શેઠ એવું કાંઇ બોલ્યા હોય તો હું અદબ સાથ અર્ઝ કરૂં છું કે તે ખરૂં નથી. આ ઘરમાં એમની સાથે વાત થઇ તે સિવાય કદી એક બોલ પણ બોલી નથી."

"એક જુઠાંને ઢાંકવા બીજું જુઠડું બોલી બમણાં પાપમાં તું ફસતી જાય છે. તું બડી ચાલાક અબળા હશે, પણ યાદ રાખજે કે

હુ તારે માથેની છું; જો તેં સાચુ બોલીને બધો ખરેખરો ઇકરાર નથી કીધો તો તારૂં ખુન કરવાને હું અચકાવાની નથી."

"શું ત્યારે એક ગરીબ, એકસો બેવતન ઔરતને ઇજા પહોં-ચાડશો બાઇ?"

"હા, બાઇ હા! હું જે બોલું છું તે બજાવીશ; હું તુને આજેજ ઓરડામાં ખાક ચાટની—લોહીના ખાડામાં લોટતી બનાવીશ." એમ બોલતાંજ પોતાની સાડી હેઠળ સંતાડેલી એક ચળકતી તેઝ છુરી તેણીએ ખેંચી કહાડી.

"બેગમ સાહેબ! તમે જે ફરમાવો છો તેથી હું બિલકુલ બે-ખબર છું—હું નિર્દોષ છું; શેઠ સાથે મને કશો સંબંધ નથી; તે છતાં એક લાચાર ઔરતને હયરાન અને હલાક કરવા ચાહતાં હોવ તો આપનો એખ્ત્યાર!"

"સાંભળ ત્યારે; હું તુને એક મૌકકો—એક તક—આપું છું. અલબતાં જેહાંગીરે તુંને પૈસાની મોટી લાલુચ આપી હશે. તે પૈસાની રકમ ગમે એવી મોટી હોય તેથી બમણી હું તુને આપીશ. તું તે પરઝાત પારસી મર્દની તાબેદારી છોડી, તારાજ જેવી એક ઔરત—બલ્કે પંજાબી ઔરતની મદદગાર નહીં બને?"

"હું ફરીથી આજેઝી સાથ અર્ઝ કરૂં છું બાનુ, કે મને જેહાંગીર શેઠ સાથે કશું લાગતું વલગતું છેજ નહીં"

"અને હું કહું છું કે--તમો બેઉની મસ્લેહત એકજ છે."

"લાચાર! હવે હું વધારે કાંઇ કહી શકતી નથી."

"યાદ કર; મેં તુંને બે રસ્તા બતાવ્યા છે—યા તો હુંડી લે નહીં તો મુંડી દે."

"હું કાંઇજ કહી શકતી નથી."

"ત્યારે તો મરવા તઇયાર થા. તું સાચ્ચું નથીજ બોલતી તો હવે તારે મરવુંજ જોઇએ—હું તારૂં ખુન કરીશ"

"હું મારો જવાબ આપી ચુકી છું." ગુલશન મકકમપણે બોલી.

ચકચકતી છુરી સાથ ઝોહરા ગુલશન તર્ફ ધસી.

"બાઇ સાહેબ, દૂરજ રહેજો." શાંતપણે ગુલશને કહ્યું.

"હું તારો જીવ લઇશ! હું બોલીછ તે કરીનેજ છોડીશ."

"જો એમજ છે. તો—મારે બી મારો બચાવ કરવો જોઇએ." એમ કહી ગુલશને એક રીવોલવર ખેંચી કહાડી ઝોહરા તર્ફ તાકી, એટલે એક ચીખ પાડી તે પાછળ હટી ગઇ, અને ધાસ્તીથી ધ્રુજવા લાગી.

ગુસ્સાના આવેશમાં આવી બીજાનો જીવ લેવાની બહાદુરી(!) બતાવવી એક વાત છે, ને તેવોજ હલ્લો કરી કોઈ સામે આવે ત્યારે તેટલીજ હિમ્મત રાખવી બીજીજ ચીઝ છે. ગુલશન આગળ હવે તે પાદડાં પેરે કાંપતી ઉભી, તોબી બહાદુરી બતાવવા તે બોલીઃ—

"ખુની મકકાર! તારા હાથમાંથી એ નાપાક અઉઝાર ફેંકી દે"

"પેહલાં પેલી છુરી ઝમીનપર પટકી દે." ગુલશને દમામથી કહ્યું

ઝોહરાએ જોયું કે 'શેરને માથે સવાશેર' મળી હતી; તેણીને પેલી છુરી પાછી તેની જગાએ મુકવાની કોશીશ કરતી જોઇ ગુલશન બોલીઃ

"એમ ચાલશે નહીં; એ છુરી મારા હાથમાં આપ."

"શું મારીજ છુરીથી મારૂં ખુન કરવા?"

"તારા એક બાલને બી હું ઇજા નહીં કરીશ; પણ મારે મારો બચાવ તો કરવોજ જોઇએ."

"હું એ છુરી તો નહીં આપવાની."

"તો હું મારી પીસ્તોલબી તારી સામેથી નથી ખિસેડવાની! અગર તારી જીન્દેગી પ્યારી હોય તો, દરેક દરવાઝો ખોલી નાખ—મને અહીંથી ચાલી જવા દે, જો ઝરાબી દગાબાઝી જણાશે કે તેજ પળે મારી પીસ્તોલમાં ભરેલો ખાનાખરાબીનો મસાલો તારાં મગઝમાંથી પસાર થઇ જશે."

"સબ્ર, સબ્ર! અય ઊછાછલી છોકરી, સબ્ર!" ઝોહરા ધીમા પડી જઈ બોલી. "એક પળ વિચાર કર—ખુન જેવાં અઝીમ પાપથી ડર. જો તું જેહાંગીરનો ભેદ મારી આગળ ખુલ્લો કરશે તો જે રકમ તેણે તુને આપવા કબુલી છે તેથી ત્રણ ઘણી અબઘડીએ તારાં હાથમાં પડશે. કેમ ઊતરે છે કાંઇ સમજમાં?"

"હું તેને ઊંઘાડો પાડી શકતી નથી, કારણ કે તેવું કશું હું જાણુતીજ નથી."

ઝોહરાએ વાત ફેરવી તોલી. તે એક લુચ્ચી ઔરત અને કીનાબાઝ દુશ્મન હતી. તે બોલી:-

"જો તું નિર્દોષજ હોય, તો મને માફ કર; હું મારી છુરી તારા હાથમાં આપું છું."

છુરી હાથમાં લેતાંજ ગુલશને એક મર્દના ઝોરથી તેને ભોંયમાં ભોકી દીધી અને એક ઝટકો મારી તેનો દસ્તો (હાથો) તોડી બારી-એથી ફેંકી દીધો—અલબત્તા છુરી તો ઝમીનમાં દટાઇજ રહી.

"હવે તારી પીસ્તોલ બાજુ મૂક." નરમાસથી ઝોહરા બોલી.

"માફ કરજો બાનુ-પિસ્તોલ ખાલી છે-ડરવાનો કોઇ સબબ નથી." એમ બોલતાં ગુલશને તે રિવોલ્વર એક અભડાઇ ઉપર મુકી

થોડીક પળ ચુપકીદી ફેલાઇ.

ઝોહરા જોરાવર અને કદાવર ઔરત હતી. પોતે એક નાદાન પોરીને હાથ વેચાય છે એ ખીઆલથી તેને ઘણુંજ લાગું, અને ઝબરદસ્તીથી બધી વાત કહેવાની તે છોકરીને ફર્ઝ પાડવાનો તેણીએ ઠરાવ કીધો.

એકદમ તે ગુલશન પર ધસી અને તેણીને ગર્દનમાંથી પકડવાની કોશીશ કીધી.

ઝપાઝપી શુરૂ થઇ!

ફરી ઝોહરાની શિકસ્ત થઇ; સોરત્યાં જેવી ગુલશન જાણે ફોલાદી અંગ અને અદભૂત શકિત ધરાવતી જણાઇ. પોતાની ગર્દન ઝોહરાના પંજામાં સપડાય તે પહેલાં તો તેણીએ ઝોહરાના બન્ને હાથ પકડી એવા તો દબાવ્યા કે ઝોહરા ગુલશનના કાબુમાં એક બચ્ચાં જેવી થઇ પડી.

આવી ઝપા-ઝપી ચાલી રહી છે એવામાં કોઇએ બારણું ઠોકયું.

"પાક ખુદા ખયર કરે!" ઝોહરા બોલી. "કોણ જાણે કોણ હશે! છોકરી! છોડ મારા હાથ."

ગુલશને પંજાબીમાં કહ્યું—"બાનુ! હું એક ગરીબ લાચાર રઝળતી છોકરી તરીકે આ પારકાં શહેરમાં આવી ત્યાં તમે મહેરબાની કરી તમારાં છાપરાં તળે આસરો આપ્યો તે હું કદી ભૂલીશ નહીં.

હું મરણ તુલીક તમને વળગી રહેતે, લેકીન હવે એક પળ પણ રહેવું હરામ સમજુ છું-હવે મારે તમારેથી છુટું પડવુંજ જોઇએ. સાંભળો; હવે હું તમારી નઉકરીમાં નથી તેમજ જેહાંગીર શેઠની નઉકરીમાં કદીબી હતીજ નહીં; આ ઘરમાં તેવણુને મેં જોયા જાણ્યા તેજ, નહીંતો હું તેમને ઓળખતીજ ન હતી."

ઝોહરાની ખાતરી થતી જણાઇ; તે બોલી:—

"મારો સ્વભાવ ઊતાવળો છે-હું ગુસ્સાવાળી છું, પણ મારાં મનમાં કપટ નથી. મારી હવે ખાતરી થઈ છે; મને માફ કર; હું તુને વિનંતી કરૂં છું કે મને છોડીને ના જા; અને બાહેરથી બારણાં ઠોકનાર જો જેહાંગીર શેઠજ હોય, તો પાક ખુદાને ખાતીર હમણાં જે કાંઇ બન્યું છે તેની ઝીકર કરતી ના-એક બોલબી બોલની ના."

"ખાતીર જમે રાખો બાનુ; મારે મોંહડેથી એક હર્ફબી નહીં નિકળશે."

બારણાં ખોલતાંજ જેહાંગીર અંદર ધસી આવ્યો.

"આએ પોરી પાછી અહીં? દગાબાજ દદા પાછી અહીં હાઝર? મેં તુને આગળથી ચેતાવી હતી કે તેં જાણી જોઇ હાથે કરીને એક જાસુસને ઘેરમાં ઘુસાડી છે! પણ તે ઝીદ્દી અઉરતે મારૂં માન્યું નહીં. તું જાણેછબી કે એ બદકાર મકકારા આખી રાત તારાં ઘરમાં નહીં હતી!"

"શું બોલો છો ? મને તો કંઈજ સમજ પડતી નથી" ઝોહરા અજાયબી સાથ બોલી. કાંઈ નવું જુનું બનવાની તેણીને આગાહી થવા લાગી. કોઇ ભયંકર ભેદ ખુલવાની નીશાની દેખાવા લાગી.

"તું સમજેછ—ખુબ સમજેછ ને બરાબર સમજેછ—હું બાર મૂકીને ખાતરીથી કહું છું કે આએ ચંડાલ છોકરી આખી રાત બાહેર હતી."

"અને હું ખાતરીથી કહુંછ કે તેણીએ ઓરડાની બાહેર પગ મુકયોજ નથી" ઝોહરાએ ગુસ્સાથી કહ્યું.

જેહાંગીરનાં કપાળપર કરચલી ચઢવા લાગી. તે ગુંચવણ અને વમાસણમાં પડયો. તેણે પુછ્યું કે "શા પરથી તું એમ કહેછ કે તે ગઇ રાતે બાહેર નહીં ગઇ હતી ને આખી રાત ઘરમાંજ હતી?"

"તમને કેવીક ખાતરી જોઇએ છે? મારી તબીઅત બિગડેલી હોવાથી એ તો આખી રાત મારી પાસેની પાસેજ હતી." ઝોહરાએ અડાવ્યું.

જેહાંગીર તો જાણે ઘેલો બની ગયો. શું માનવું ને શું નહીં માનવું? ખરૂ શું હશે? ગમે તે હોય લેકીન તે છોકરીને ઘેરની બાહેર તેણે બરાબર જોઇ હતી. તેની હાલત સુડી વચ્ચે સોપારી જેવી થઇ પડી.

"ઝોહરા!" તે બોલ્યો. "એ નાપાકને ઓરડામાંથી જવા કહે."

તેઓ એકલાં પડતાંજ જેહાંગીરે ખુલાસો કીધો કે તેણે તે તે છોકરીને કયાં અને કેવી હાલતમાં જોઇ હતી, જે સાંભળી ઝોહરા ફગલાઈ ગઇ અને તેણે કબુલ કીધું કે આગલી રાતે ગુલશન ઘરમાં હતીજ નહીં. ને ઉમેર્યું કે "હું તો એમજ માનતી હતી કે મારી પર ચોકી કરવા તમે એ લુચ્ચીને પગાર આપી રાખી હશે!"

"અફસોસ! વિચાર તો કર કે તારી પર જાસુસ રાખવાનો મને સબબ?"

"ખરી વાત તો એ છે કે અકસર મર્દો અદેખા હોય છે–ખસુ-સન તમે તો જબરા વહેમનાં બારદાન છો એમ હું જાણતી હોવાથી મેં ધાર્યું કે મારી ચાલચલનપર નિગાહ રાખવા એ નાપાકને મારા ઘરમાં તજવીઝથી તમેજ ઘુસાડી હશે. એવા ઉંધા વિચારથી આંધળી બની—એવા ખોટા ખીઆલથી ઘેલી બની મેં ધાર્યું કે તમે જાણી જોઇ અણજાણ્યા બનવાના ઢોંગ-સિર્ફ એક ફાર્સ–કરતા હતા, એમ ધારી જુદહું સમજાવ્યું કે રાતે તે ઘરમાંજ ગગડેલી હતી—અને તેથીજ મેં મારે હાથે મારી આંખમાં ધુળ નાખી."

"તું મને વહેમી કહે છે પણ ખરેખર વહેમનો ભોગ તો તું બની છે! કસમ લઈ કહું છું કે એ દદાને તારા સિવાય મેં આગળ કેઠે જોઇ હતી નહીં–અને જ્યારથી જોઇ ત્યારથી કુદ્રતી રીતેજ તેની પર મને શક પડયો."

"એ બિલાડીની શું ધારણા તમે ધારો છો? મારાં ઘરમાં આવી મારીજ જાસુસી કરવાની શી મતલબ હશે?"

"હું નહીં ધારતો કે તે તારીપર દેખરેખ રાખવા આવી હોય."

"ત્યારે કોણપર?"

"મારીજ ઉપર."

"ખુદાની પનાહ! પણ કાંઈ સબબ?"

"પેલા કમબખ્ત 'બૉન્ડ.'"

"એને કોણે મોકલી હશે?"

"ફિરોઝ માદને."

"તમે એમ ધારો છો કે તે દુકતાને અસલ વતનો શક પડયો હશે?"

"કહી નહીં શકાય; પણુ આટલું તો ચોકસ છે કે, એ પંજાબી પોરી એક પકકી પહોંચેલી ઠગ છે—અને કોઇ ખાસ સબબેજ અહીં આવી ઘુસી છે-તે શું? તે હું કહી શકતો નથી-લેકીન આપણા લાભ કરતાં ગયરલાભને સારૂંજ છે--એમ હું માનું છું."

થોડીક પળ ચુપકીદીમાં ઝોહરા વિચાર કરતી બેઠાં પછી બોલી—"એની પર આપણો શક છે એમ એ પોરીને કહેવામાં મેં એક મોટી ભુલ કીધી."

"એટલે?"

"હવે એ પોતાની હોસ્યારીમાં રહેશે."

"પણ હોસ્યારી કે ગફલતીમાં રહેવા દેવાનું કામજ શું? અબ-ઘડી તું તેને લાતમારીને કહાડી શકે છે."

"એ તો બનેજ નહીં."

"ત્યારે શું તારીપર ચોકી કરવા એને રાખી મુકશે?"

"નહીં."

"તો તું કહેવા અને કરવા શું માંગે છે?"

"મને ધાસ્તી લાગે છે કે આપણા ભેદભરમના મોટા ભાગથી તે વાકેફ છે."

"મનેબી તો એજ બીહીક છે!"

"આ ઘરમાંથી હવે એનો જનાઝોજ નિકળશે" ઝોહરા બોલી. "જેમ હવે મને સમજે પડતી જાય છે તેમ એ શયતાનઝાદી આપણો ભેદ પામી ગઈ હોય,–તો તેને મોંહડે ફરી ઝાહેર થાય તે પહેલાં તેના હોઠ સીવાઇ જવાજ જોઇએ."

"પણ તેવું કરવાથી તો વધારે આફતમાં આવી પડીશું!"

"અરે, એનું કાટલું હું જુદીજ રીતે કહાડીશ. કોઇનાં એક રૂવાં-નેબી ખબર નહીં પડે તેમ પહોંચતી કરીશ."

"તે કેમ? તું શું કરવા માંગે છે?"

"ઝહર—ધીમું પણ ચોકકસ કાતિલ ઝહર! એ ઓરતની ઝબાન બંધ કરવીજ જોઇએ."

થોડીક બાજી ત્રીજી વાતચીત પછી જેહાંગીર ચાલી ગયો.

તે બદમાશ બદ દયાનતી જોડું ધાસ્તીમાં આવી પડયું હતું; એક ગુનાહમાંથી છુટવા તેઓ બીજી તકસીર કરતાં, અને એજ મુજબ ગુનાહોનો સિલસિલો લંબાતોજ ગયો—પાપપર પાપ ઉમેરાતુંજ રહયું. અને આખીર ખૂન જેવું મહાઝબુન પાપ કરવાબી તૈયાર થઇ ગયાં.

ઉપલી વાતચીત કરવા પહેલાં તે કોઇ સાંભળે નહીં તેની ઝોહરાએ ઠીક સંભાળ લીધી હતી. દર હકીકત તેઓ એટલી આહીસ્તા વાત કરતાં હતાં કે પાસે ઉભેલુંબી તે સાંભલી શકે નહીં.

દૂધથી દાઝેલા છાસથા બીહે, તેમ તેઓ હવે ચોંકેલાં હોવાથી વધારે હોશીઆરીમાં હતાં; લેકીન તેઓથીબી બમણી હુશીઆરી ધરાવનાર એક જણ ઓરડાની બાહેર છતાં તેણે તેમની વાતચીતનો હરેક બોલ સાંભળ્યો હતો તેની તેમને ખબર હતી કયાં?

તમે જાણો છો કે નહીં? અથવા વાંચ્યું કે સાંભળ્યું તો હશેજ કે કોઇ બાહોશ ભેજાંએ એવું એક યંત્ર બનાવ્યું છે કે જેમ દુરબીન વડે દુરની નાની ચીઝ મોટી દેખાય છે તેમ તે વડે ગમે એટલે છેટેથી અથવા હળવેથી બોલાયલો દરેક બોલ કે નાનામાં નાનો આવાઝ ખુલ્લો સંભળાય છે. એ યંત્રને "માઇક્રોફોન" કહે છે; તેવું એક નાનું નજીવું દેખાતું પણ મહાભારત કામ કરતું "માઇ-ક્રોફોન" બારણાની કળને લગાડી તે સાથે પોતાનો કાન દબાવી ઓરડા બાહેર એક જણ જેહાંગીર અને ઝોહરાનો દરેક બોલ હસ્તે મોંહડે સાંભળતું ઊભું હતું.

આટલા ખુલાસા પછી આપણે આપણા દાસ્તાનનો સિલસિલો આગળ ચલાવીશું:

જેહાંગીરના જવા બાદ જ્યાં ગુલશન બેઠી હતી ત્યાં ઝોહરા ગઇ. તે મક્કાર ઔરત—કીનાનો આતશ જીગરમાં બળતો છતાં બાહેરથી બર્ફ જેવો થંડો દેખાવ કરી, પોતે કરેલો પાપી ઠરાવ અમલમાં મૂકવાના વિચારથી જીણું જેવું હસતી ગુલશન સામે આવી ઊભી.

એકેકથી ચાર ચાસણી ચઢતી એવી બે ઔરતો વચ્ચે હરીફાઇ હતી. બેઉ બાહોશ અને બહાદુર હતી.

"ભૂલમાં મેં તને ગયર ઇન્સાફ કીધો તેથી દિલગીર છું." ઝોહરા બોલી. "પણ મારૂં મન મોટું છે. જીગર આયના જેવું સાફ છે. કપટ કીનો મારાં કટ્ટાં વેરી છે; મારૂં બોલ્યું ચાલ્યું માફ કર, ને મારે હાથનું તૈયાર કરેલું આ શરબતનું પ્યાલું નોશ કરી દિલથી

રંજ અને ગુસ્સો ફરામોશ કર." એમ કહી પોતાના હાથમાંનું પ્યાલું આગળ ધર્યું. જે ગુલશને નહીં લીધું!

ઝોહરા અજાયબી અને રીસ વચ્ચે પોતાની બદનેમમાં નિષ્ફળતા મળેલી જોઇ છેડાઇ પડી.

"મક્કાર, બદકાર, તારાં સરપર શયતાનની પયઝાર! તું ગુજરાતી બરાબર સમજે છે." અને છેડતી શોધવા વળી વધાર્યું કે "રાંડ લુચ્ચી સાથે ચોટ્ટીબી મુટ્ટછ–મારા તકીઆ તળે મુકેલી નોટનું બંદલ ચોરી લીધું–હેં, રાંડ ચોટ્ટી!"

ગુલશન જરા મુસ્કુરાતી જણાઇ. જેવું જોઇતું હતું તેવું વૈદે ફરમાવ્યું. તે કાંઇ બહાણું શોધતી હતી જે આપો આપ મળ્યું. પોતાપર મેલાયલાં ખોટાં આળથી કેવુંક લાગી આવ્યું હોય તેમ તેણે તુર્ત રોકડું પરખાવી દીધું કે "બાઇ, મારાં જેવાં ચોટ્ટાં માણસને રાખવું મુનાસેબ નથી; તેમજ જુઠ્ઠાં તહોમતો તામોશ કરી જાઉં તેમાંની હું ઔરત નથી; અને તેથી આ ઘડીથી હવે હું તમારી નોકરીથી રીહા થઇ છું."

હજી તો આ ટપ્પાટપ્પી ચાલે છે એવામાં વળી કોઇએ બારણું ઠોકયું; ઝોહરાએ તે ખોલ્યું અને પેલો જુગારી પોશાગીર કુમારબાઝખાં દાખલ થયો. પોતાના મળતીઆની હાઝરીથી ઝોહરાને ઝોર મળ્યું.–તેને વધારે શુર છુટું–વધારે હિમ્મત આવી, તે બોલી:

"ખબરદાર! અહીંથી એક કદમબી હઠવાની હિમ્મત કીધાછ તો તારૂં કીધેલું તું જાણે! તારી ઝડતી લઇશ–ચોરેલી રકમનો પત્તો મેળવીશ ત્યાં સુધી તુને છોડવાની નથી."

"માફ કરો બાઈ. મગર એ બનશે નહીં; મારાં બહેનને હાથ લગાડવાની કોઇને તાકત નથી. એવી બેહુરમતી બેઇઝઝતીભરી નોકરીમાં રહેવા કરતાં ભીક માંગવી બહેતર છે." એમ બોલી પોતાનો સામાન લેવા પોતાના ઓરડા તર્ફ ચાલતી થઇ.

તે ગઇ તેનો લાભ લઇ તુર્ત ઝોહરાએ દરેક વાતથી કુમાર-આઝખાંને ઝડપથી વાકેફ કીધો.

તે કઠોર શખ્સે ડોળા ચઢાવી અજાયબી સાથ બધી વાત સાંભલી લઇ કહ્યું:—

"આપણા રસ્તામાં એ એક કાંટો છે, એનો કાંટો કહાડી આંકો લાવવાની ઘણી અગત્ય છે; એ આપણો ઘાણ બગાડશે."

"હા, મનેબી એજ બીહીક છે."

"છે તારામાં હિમ્મત?" કુમારે પૂછ્યું. "બોલ!"

"એટલે તું શું કહેવા માંગે છે?"

"આસપાસના મકાનમાંના તારાં પાડોશીઓ કેવાં છે? આપણાં જેવાંજ ભલાં આસામી છે કે?"

"તેઓ કોઇનાં લગન સારૂ ગામ ગયલાં છે—હું એકલીજ છું."

"ત્યારે તો બધું આસાન છે! બંદો બજાવી બનાવશે."

"શું બજાવશે?"

"સેની, સાફ સાફ કહી દઉં? એને પહોંચતી કરૂં."

"હું આઝમાવી ચુકી; હજી તો એના મોતની ભરેલી જામ

આહીંજ પડી છે; રાંડ શું નસીબ પૂંજીને આવી છે કે તે હરગીજ થઇને તેને જામ હોઠે તો નહીં લગાડયો પણ હાથથી નહીં અડાડયો!"

"બસ, બસ! એનું આવી ચુકેલું છે. હું છું ને એ છે. ભલમનસાઇથી માચડો ખાલી નહીં કરશે તો કસાઇ બનીને કુમળાં હલવાનને રહેંસવાની ફર્ઝ પાડશે."

સાંજ પડી હતી—ચીરાગ બત્તીનો વખ્ત થયો હતો.

કુમારબાઝખાં મઝબુત ઝોરાવર શયતાનની સામે થાય એવો હિમ્મતવાન હતો.

"પણ તું કેવી રીતે એ કામ સરંજામે પહોંચાડશે?—એનું કામ તમામ કરશે? એ છોકરી બડી બાહોશ, ચચળ, અને મર્દ જેવી બહાદુર છે." ઝોહરાએ અંદેશો દેખાડયો. "તે બુમરાણ કરી મૂકશે. અરધી રાતની ભર ઊંઘમાંથી આખાં મુંબઇને જગાડશે."

"બેફિક્ર રહે; બુમ પાડવાનો મેંકો તેને મળશેજ નહીં. બસ એકજ ઝટકો—એકજ ફટકો, ને કામ તમામ!"

"પણ મુરદાંની વ્યવસ્થા કેવી રીતે કરશે? ભાઇ કુમારબાઝખાં, તું આ ઓરડામાં તેનું ખુન કરી ને પાપની મને ભાગ્યણ ના બનાવતો!"

"મેં કહ્યું નહીં કે કશી ફિકર નહીં રાખવી! તું ઝરા જોજે તો ખરી કે તેને સ્વધામ પહોંચાડી કેવી સફાઇથી તેનો જનાઝો બાહેર કહાડું છું! કોઇના રૂવાંને ખબર પડશે નહીં, બલકે ખુદ તું-બી જાણશે નહીં. તું મારી ઉપર વિશ્વાસ રાખ, એક ગમ એને દફનાવી બીજી ગમ એનાં ગુમ થવા વિશેની ઝાહેર ખબર છપાવી

હકશ કે 'દસ હજારના ઘરેણાં સાથે ગુમ થઈ છે તેને પકડી આપના-રને એક હજારને એકસો રૂપ્યાનું ઇનામ' કેમ કેવી યુકતી ?"

"એક વાત તું ભુલે છે." ઝોહરા બોલી. "આપણે ધારીએછ તેવીજ એ છોકરી હોય તો તે એકલે હાથે આટલી બધી જુર્રત ને હિમ્મત કરેજ નહીં, વાસ્તે એના ગુમ થવાથી એની પીઠ પાછળ છુપાયનારાઓ ઝમીન અને આસમાન એક કરશે."

"અગર તું હિમ્મત પકડે તો આવી રીતે ડરવાનું કોઇ કારણ નથી. સાંભળ, આપણે સોનાના મોટા ડલ્લા સારૂ જોખમ ખેડીએ છતાં આવા હલ્લાથી બીવું કેવું? યા તો આ બલાને જીવતી જવા દઇ હાથ આવેલી સોનેરી ચલ્લી ઉડી જવા દે, યા એનો આંકો લાવી દફિનતનો ઢગ મેળવી પંજાબનો રસ્તો લે ! બોલ શું વિચાર છે?"

થોડીક પળ થોભી ઝોહરાએ જવાબ દીધો કે "કુમાર, હાથ આવેલી બાઝી ખોહવા જેવી બેવકુફી હું નહીં કરીશ, જો બને તે ખરૂં. તું એ છોકરીને ઝહેર દઇ કુવામાં નાખી કે કતલ કરી બસ મોકલી આપ, પેલી જેહાંન પહોંચાડી દે."

કુમારબાઝમાં એક એવો શખ્સ હતો કે હિન્દુસ્તાનનું દરેક ખુણું ફરી વળ્યો હતો. લુચ્ચાઇ, ચોરી, ખુન એ તો ગોયા એનો હુન્નર હતો. ઉત્તર હિન્દુસ્તાનમાં એક વેળા તે ઠગોની ટોળીનો જમા-દાર હતો, અને તેથી રૂમાલનો ફાંસો દઇ ગમે એવા બળવાનને આ-સાની સાથ પાંચ મીનીટમાં મુરદુ બનાવી પોતાના પગ આગળ લેટડી શકતો. પણ પ્રખ્યાત ઠગ જમાદાર અમીર અલીના હયદરાબાદમાં સપડાઇ કયદખાને ગયા બાદ ઠગો વીખરાવા લાગ્યા, તેઓએ એકેક

પછી ટોળી પર ટોળી તોડી નાખી અને જુદે જુદે ઠેકાણે ધંધા-રોઝગારની શોધમાં નિકળી ગયા ત્યારે કુમારઆઝખાંએ પોતાની ટોળી પણ વીખેરી નાંખી, ને તે મુંબઇ આવ્યો હતો, અને ઝોહરા તેનાંજ ગામની રહેવાસી હોવા ઉપરાંત કોઈ શિકારને દામમાં ફસાવવા તે એ એક બીજાંને મદદ કરે તેવાં હોવાથી કુદ્રતી રીતે તેઓ વચ્ચે એતેફાક હતો, ને કામ પડવે તેઓ ભાઈ બહેન હોવાનું ઝાહેર કરતાં હતાં!

કુમારે ગજવામાંથી એક રુમાલ ખેંચી કહાડી હજી તો તે શું કરતો હતો તે ઝોહરા જોવાબી નહીં પામી એવામાં તેણી ગુંગળાવા લાગી, કારણ કે પેલા કસાયલા ઠગે પેલો જીવલેણ રૂમાલ તેણીનાં નાજુક ગળાંની અતરાફ નાંખી તેણીને પકડી રાખી હતી—ફક્ત એકજ ઝટકો ને કામ તમામ! ઝોહરા તફડવાની તૈયારીમાં હતી તેવામાં કુમારે રૂમાલ ખેંચી લઇ ખડખડ હસવા માંડયું.

"એતો જાણી જોઇ ઢીલો ફાંસો રાખેલો, તે છતાં તું ઝુમ વટિક પાડી શકી નહીં. તો જે બદનસીબને ભોગ બનાવવા ચોકકસ ચાલાકીથી મજબુતીથી નાંખેલા ફાંસીનો શું નતીજો નિકળી શકે તે તુંજ વિચારી લે."

"ઓ! કેવું ભયાનક—કેવું દહેશતનાક? પણ ત્યારે એ ચુડેલનો કયારે ભોગ આપવા ધારે છે?"

"આજેજ—હમણાંજ"

"ખુદા ખયર કરે! તે કમકમાત ભર્યો દેખાવ જોવા હું તો અહીં ઊભી પણ રહેવાની નથી."

"ગભરાતનું કામ નથી. તું તારી આરસીમાં જોઇ વિખરાયલા

બાલ સમા કરે તે પહેલાં તો હું પેલીના ઓરડામાં પહોંચી તેને પહોંચતી કરી પાછોબી ફરીશ."

ગુલશનના ખાબમાં પણ ન હતું કે તેણીનો જીવ લેવા કેવા પ્રકારની યુકતી રચાતી હતી. પોતાની સામે થનાર કે હુમલો કરનારને પોતાથી દુર રાખવા તે બાહોશ ઔરત પાસે હત્યાર મૌજુદ હતાં, પણ ઠગના રૂમાલથી તે બિલકુલ નાવાકેફ હતી.

બે મિનિટના ઝડપી મસ્વેરા પછી બન્ને પાપીઓએ નકકી કીધું કે ફઉરન–તેજ વખ્તે–ગુલશનનું ખુન કરવું.

ઝોહરાએ ગુલશનના ઓરડા પાસે જઇ તેણીને માયા ભર્યા આવાઝે તેડી—ગોયા તે તેણીના મૌતનુજ તેડું હતું. લેકીન અંદરથી કશો જવાબ મલ્યો નહીં એટલે ફરીથી પેલીએ મોટે સાદે બોલાવી.

પાપી વિચારથી ઝોહરાનું દિલ ડંખતું હતું; તેણીનું ગળુ હયબતથી સુકાઇ જતુ હતું; તેણીએ ફરી એકવાર ધાડા અવાઝે ગુલશનને બોલાવી. કુમારબાઝ પોતાનુ કરપીન કામ કરવા હાથમાં રૂમાલ લઇ તૈયાર ઉભો કે જેવી ગુલશન બાહેર નિકળે કે તેના ગળાંમાં તે મૌતનો હાર પહેરાવી દે.

પણ નહીં, જવાબજ નદારદ! બુમ પાડી બારણું ઠોકયું અને બનતું કર્યું પણ ન તો ગુલશન બંદી બાહેર નિકળી કે ન કાંઇ જવાબ દીધો!

નિરાશ બનેલી ઝોહરા બોલી "નાપાકઝાદી તો જવાબજ આપતી નથી!"

"એ સિપલાક જો સટકી હશે, તો આપણા બાર વગાડી દેશે." ચિંતાતુર ચ્હેરે કુમાર બોલ્યો.

"જઇ કહાં મરતી'તી! આપણી જાણવગર એ રહેજબી હિલ-ચાલ કરી શકે નહીં અને વળી સાવચેતી રાખી મેં દરેક બારણું બંધ કીધું છે ને તેની કુંચી મારી પાસે રાખી છે."

"ઠીક છે ત્યારે, તું અહીંજ થોભ, હું અંદર જઇએ ઝનાનખાનાની બીબીને હઝરત મલ્કેલ મૌતની તાબેદારીમાં મોકલી એક પલકારામાં પાછો ફરીશ."

પગથી માથા લગી ધુજતી ઓહરા એક કુરસીપર બેઠી, જ્યારે કુમાર તે ઓરડામાં દાખલ થયો.

એક બત્તી બળતી હતી—આસપાસ નઝર ફેંકતાં અનુભવી કુમારે જોઇ લીધું કે ઓરડો તદન ખાલી હતો; ઇનસાન કે હયવાન કોઇના નામ નિશાનનો પત્તો ન હતો. પીંજરાંમાંનું પંખેરૂં ઉડી ગયું, કયદખાનામાંથી કયદી ફરાર થઇ ગયો હતો, બંદીવાન નાસી ગયો હતો. બદનીયત ખુનીની ધારણા ધુળ મળી હતી. ખચ્ચિત, જેને પાક ખુદા રાખનાર તેને કોણ મારનાર!

ઉપલાં બદમાશોની વાતનો ચોકકસ ભાગ છુપાઇ ગુલશને સાંભળ્યો હતો, અને વળી હવે તેણીનું તે ઘરમાં કાંઇ કામ ન હતું તેથી વધુ વાર તે છાપરાં હેઠળ રહેવાનું તેણીએ મુનાસેબ નહીં ધાર્યું બલ્કે જોખમ ભર્યું હતું એમ વિચાર્યું, અને ત્યાંથી સટકી જવાનો ઠેરાવ કીધો. કઇ વખ્તે અને કેમ તે ચાલાક ઔરત ગુમ થઇ ગઇ તે લોભથી આંધળાં બનેલાંઓની આંખથી દેખાયું તો નહીં પણ સમજણી પડી નહીં!

અનૂભવી જુના ઠગે એક પલકારામાં જોઇ લીધું કે પેલી ઔરત કોઇબી હોય-પણ તે માત્ર એક વેષધારી પંજાબન બની હતી,

અને ઝુરૂર તે કોઇએ મોકલેલી જાસુસ હોવીજ જોઇએ. આ વિચારથી તેના હાંજા ગગડી ગયાં અને નાઉમીદીથી બોલ્યો:—

"થઈ ચુકયું—આપણું આવી બનેલું જાણજે!"

"એમ હિચકારો શુ બને છે?" ઝોહરાએ હિમ્મત આપી. "એ નાપાક છોકરીને શોધી કહાડતાં વાર કેટલી? અને એકવાર હાથ લાગી કે તારો રૂમાલ તો તૈયારજ છે."

"મારાં ધ્યાનમાં વાત ઉતરતી નથી. એ ઔરત પાછી આપણા કાબુમાં આવે એ ખિઆલજ મહાલ છે! આપણે ફરીથી તેની શીકલ સૂરત જોવાની ઉમીદ રાખવીજ ફોકટ! તું ધારે છે તેમ તે કોઇ પંજાબી તો નથીજ એમ ખાતરીથી કહું છું. પંજાબનનાં પોષાકમાં તે કોઇ બીજીજ ઝાતની પણ ઘણીજ ચાલાક તે ઔરત છે. પછી તે પારસન હોય કે ફિરંગન, મરહેઠન હોય કે મુંસલમાન, તે કેહવું મુશકીલ છે!"

"મારા જેહાંગીરે એને સારી પેડે જોયલી છે, અને હું એને બાલેબાલ જાણું છું—એક લાખ ઔરતોમાંથી એનો ચોટલો પકડી ખેંચી કાહાડી શું."

"બડાઇ ના માર બાઇ! પણ ખયર! બને તો તેને શોધી કહાડ, ને તે મળી તો તેજ પળે આપણુને ફતેહ મળેલી માનજે. પણ એ બધી ભવિષ્યનાં પેટામાં ભરાયલી અચોકકસ વાત છે—હાલ તુરત તો આપણે ધાસ્તીમાં આવી પડયાં છીએ; જે વખ્ત જાય છે તેમાં કોઇ નધાર્યો ના પસંદ બનાવ બનવોજ જોઇએ—અને તે આપણાજ ગયર લાભનો."

*　　*　　*

ઉપલા બનાવ પછી એક અઠવાડીઉં કાંઈ પણ જાણવા જોગ બનાવ વિના ગબડી ગયું.

ત્યારે ગુલશન કયાં ગુમ થઇ હતી? વાંચનાર માનશે? ઝોહરાની પાડોશનાં ત્રીજાજ ઘરમાં એક ઓરડી લઇ તે રહી હતી!

ઝોહરાએ એક લાખ ઔરતમાંથી ગુલશનને ઓળખી કહાડવાની ફુરતાજી કરી હતી, પણ છેલ્લાં અઠવાડીઆંમાં કાંઇ કુડીબંધ વખ્તે જોવા છતાં,–રસ્તે વાટે મળવા છતાં, તેણીનાં રૂવાંને પણ ખબર ન હતી કે ગુલશન ગોયા તેણીનાં પાસાંમાંજ હતી–તેનાં પગમાંજ વિટલાયા કરતી—સ્હવારથી સ્હાંજ સુધીમાં ત્રણથી ચારવાર તેની સામેથી પસાર થતી હતી!

એ અરસામાં ગુલશને ચાર પાંચ વખ્ત ફિરોઝની મુલાકાત લીધી હતી. ફિરોઝની વાતચિત ઉપરથી તેણીએ જોઇ લીધું હતું કે તે ભલો જવાન તેણીની મોહબતમાં ડુબતેલા હતો. તે એક દિવસ એકલી વિચારમાં બેસી નિચલુ બડબડતી સંભળાઇ:—

"ગરીબ બિચારો, કોણ જાણે મને શું સમજીને મારીપર ફિદા થયો છે! હું એક ભેદી અઉરત છું એટલું જાણવા છતાં મારા જેવી એક અણજાણી ઔરત પર એ ફિદા થાય એ ખરા પ્યારની ઇધાણી છે ખરી, લેકીન જો એ એમ જાણે કે હું તો ખરી એક ઇંગ્રેજ 'મડમ દિતેકટીવ' છું, તો એ બીચારો કેવો નિરાશ બનશે! એ ધર્મિ અને ઇઝઝતદાર ગરીબ જબાન છે—જાુદદીન ઝુસરી ઓળવવા તૈયાર થયો હોય તો રમુજ લાગે છે, તેટલીજ તે બીચારાપર દયાણી છુટે છે."

એક ખુશનુમાં સમી સ્હાંજે પેલી સુંદરી ફિરોઝ સાથે એક

એકાંત ખુલ્લી જગામાં ફરતી જણાય છે. તેઓ ચાલતાં હતાં તે વખ્તે એક ઝાડીવાલી જગાએ પહોંચતા તે સુંદરીએ કાંઇ શકમંદ હાથના ચાલા કોઇને કીધા હોય તેમ ફીરોઝને લાગ્યું, જે પરથી ફીરોઝને વહેમ ગયો. - -

"કાગનું બેસવું ને તાડનું પડવુ"–તેમ તેનો શક ખરો પડતો જણાયો. એક મોટાં વડનાં ઝાડ પાછલથી બે શખ્સો નિકળી આવ્યા. તેઓ દરેકના હાથમાં 'રિવોલ્વર હતી. ફિરોઝની ખાતરી થઇ કે તેઓ પેલી ભેદી સ્ત્રીના કોઇ ગલ્લત્યાજ હતા. તે ગુસ્સાથી લાલ પીળો બની ગયો, પણ તુર્તજ શાંત પડતો જણાયો. આવા કઠોર શખ્સો આવી એક નાજુક, હિમ્મતવાન, અને દયાલુ ઔરતના ગોઠયા હોઈ શકેજ નહીં એમ તેણે વિચાર્યું.

ઉપલા બેમાંના એક જણે ફિરોઝ સામે પીસ્તોલ તાકી અને બીજાએ નઝદીક આવી પુછ્યું–"તમારૂં નામ માદન— ફિરોઝ માદન છે નહી?"

"હા, એજ મારૂં નામ." તેણે હિમ્મતથી જવાબ દીધો.

"ત્યારે તમે મારા કયદી છો."

"કયદી! તમારો કયદી! શા સારૂં કયદી છું?"

"હા, તમે મારા કયદી છો–તમારી ઉપર ચોરીનો ચાર્જ છે."

"કાંઇ ભુલતા તો નથી?"

"ભુલ કરીએ તેમાંના બુબખ અમે નથી" હસીને એક જણ બોલ્યો. "જ્યારેબી અમે કોઇને ગીરફતાર કરીએ છીએ ત્યારે અમને એજ સવાલ પુછાય છે."

"પણ મારી પર એ ચાર્જ-એ ખોટો ઇલ્ઝામ-જુઠું તોહમત મુકનાર છે કોણ?"

"તે સાથે અમને લાગતું વળગતું નથી; અમારી ફર્ઝ એટલી છે કે તમને ગીરીફતાર કરી નઝદીકની પોલીસ ચૌકીપર પહોંચાડવા. તમે જો ડાહ્યા માણુસ હોવ તો અમારી સાથે ત્રણ પાંચ કરી વધારે મુસીબતમાં આવી પડવાનો જોખમ ન ખેડતાં ગુપચુપ જ્યાં લઇ જઇએ ત્યાં ચાલશો."

"નિર્દોષ અને સાચાં માણુસો સદા દેશના કાયદાને માન આપવામાં અપમાન સમજતા નથી. આખીરશ નેકીનો અંજામ નેક છે. લ્યો, હું તમારો બંદીવાન છું."

પેલા બન્ને શખ્સો સાદાપોશાકમાં પોલીસવાલા હતા. તેમાંના એકે પોતાના ગજવામાંથી એક હાથ કડીની જોડ ખેંચી કહાડી અને બેગુન્હા ફિરોઝના હાથમાં પહેરાવવા માંડી.

"ખબરદાર! એ વાત તો કરતાજ ના-હું તમારી સાથે રાઝી-ખુશીથી જ્યાં લઇ જશો ત્યાં આવીશ."

"ઠીક છે; અમને અડચણ નથી, જવાન શખ્સ, અગર તમે નિર્દોષ હશો તો ઇઝઝત સાથે છૂટી જશો, નહીં તો કીધેલાંની સઝા પામશો."

"મને આ બાનુ સાથે એક મિનીટ ખાનગી વાત કરવા દેશો?"

પેલા પોલીસના માણુસોએ એક બીજા તર્ફ જોઇ જાણે કાંઇ કહેવા માંગતા જણાયા. એવી રીતે થાપ આપી અકસર ગુનેહગારો કરે છે તેમ રખે આ જવાન જીવપર આવી ગયો હોય, અને લાગ

જોઇ આપઘાત કરી લે એવી તેમને ધાસ્તી લાગી, તેથી તેઓમાંના વડાએ કહ્યું "અમને કશી અડચણ નથી; પણ તે એવી શર્તે કે પહેલાં અમે તમારી ઝડતી લઇએ."

પણ ફિરોઝ કાંઈ બોલે તે પહેલાં પેલી ભેદી સ્ત્રી સામે આવી બોલી:–"મી૰ ફિરોઝ, હમણાં વાત કરવાની કાંઇ અગત્ય નથી. હું તમને જલ્દીથી પાછી આવી મલીશ; અને યાદ રાખજો કે તમારી પર ગમે તેવો ગુનાહનો ઇલઝામ લગાડે, તે તોહમત મૂકનાર ગમે તે હોય. તેની તણખાંભાર દરકાર કરતા ના; કારણ કે અંતે તમારૂં નિર્દોષપણુંજ સાબેત થશે, અને થશેજ તેની મને ખાતર જમે છે. સ્હેજબી ડરતા કે ડગમગતા ના–હિમ્મત રાખજો; "હિમ્મતે મર્દાં તો મદદે પાક ખુદા!" સાહેબજી!"

એ કલાક પછી ફિરોઝ ગાદન ચોકીમાં પુરાયલો નજરે પડે છે.

× + + +

"બોન્ડ"માંના ચાર બાઝારમાં વટાવવા જતાં ચોકકસ સરાફી પહેડીએ તે ચોરાયલા તરીકે ઓળખી કહાડયા. શોધખોળની ધમુખર ચાલી, અને તે 'બોન્ડો' કોણ કોણના હાથમાંથી પસાર થઇ બાઝારમાં આવ્યા હતા તેની પુરજોશથી જુસ્તેજુ કરતાં, એક પછી એક કરતાં છેલ્લી ખબર આપનારે જે કેફીયત રજુ કીધી તેપરથી કુમારબાઝખાંની ધરપકડ ચાલી.

જ્યારે કુમારબાઝને ગીરીફતાર કરવામાં આવ્યો ત્યારે તેણે નિર્ભય અને શાંત દેખાવે જણાવ્યું કે એક આબરૂદાર મોટી પહેડીના તેવાજ ઇજ્જતદાર ગ્રહસ્થ પાસેથી લેણદેણના સાધારણ વ્યવહા-

રમાં તે 'બોન્ડો' તેણે મેળવ્યા હતા. તે કોઇબી રીતે કહેવાતી ચોરી કે બીજાં અપ્રમાણિક કામમાં સંદોવાયલો ન હતો.

વધારે દબાણ થતાં તે બોલ્યો કે "કુંવરજી કાવસજીની કાં૦"ના એક કામદાર શેઠ ફિરોઝ સાહેબને બાઝારમાંથી વટાવી લાવવા મને 'બોન્ડો' આપ્યા હતા. તે ચોરીના હતા કે સાહુકારીના તે તો ગરીબ પરવર હું એક આ મુલ્કથી અજાણ્યો શરીફ શખ્સ શું જાણું?"

તુર્તજ "કુંવરજી કાવસજી કું૦"ને ઉપલી કયફીઅતથી વાકેફ કરતાં તેઓએ જણાવ્યું કે તેમની પહેડીમાંથી ગુમ થયલા 'બોન્ડો'નો તે એક ભાગ હતો. આ પરથી ચોરને પકડવાનું 'વોરંન્ટ' કહાડવામાં આવ્યું અને આપણે ઉપર વાંચી ગયા તેમ બિચારો નિર્દોષ ફિરોઝ ચોકીમાં પૂરાયો. તેની પર ચોરીનું ચોકઠું એવી સરસ રીતે ગોઠવવામાં આવ્યું હતું કે તે બાપડો તેનાં છટકામાંજ આબાદ સપડાઇ ગયો.

એક ધારાના હિમાયતીએ પોતાનું મતબી ઝાહેર કરી દીધું કે 'કેસ એવો ખુલ્લો અને સાબેતીઓથી ભરપુર હતો કે એકજ સુનાવણીમાં તે ખતમ થશે ને મુલઝીમ-ગુનેહગાર—સરકારને ખર્ચે જન્મસુધી સિંગાપુરની સયર કરશે.'

જે પોલીસ જમાદાર અને સિપાઇએ ફિરોઝને ગિરીફતાર કીધો હતો, તેઓને સઉ કોઇ શાબાશીથી નવાજવા લાગ્યા.

બીજી બામદાદે એક ડોસાં ફિરોઝને મળવા પોલીસ ચોકીપર આવ્યાં. પોલીસ કમીશનરની પરવાનગી લખાવી લાવેલાં હોવાથી કોઇએ તેમને રોકયાં નહીં, અને જે નાની કોટડીમાં ફિરોઝને ગોંધ્યો હતો તેનાં બારણાં ખોલી તેમાં તેમને દાખલ કીધાં. દાખલ થતાંજ તેવણે પોતાનું દાસ્તાન ચલાવ્યું :

"તમારા સુધારા ને ખોટી ફિરયાદીની ફેશનની માએનું પેટ-બળે! વડાં વડેરાંનું નામ ડુબારનાર દુકતાઓનું સત્યાનાશ જાય, કમબખ્ત તેં આએ સું કીધું?"

પારસી જાતને એબ લગારી! પવીત્ર જરતોસ્તી ધરમને ખોટો નિવર્યો? માલેકનું ખાધેલું નીમક હરામ કીધું?" ડોસાંએ વધાયું.

ફિરોઝે તે ડોસાંને પોતાનાં શેઠની પેહડીપર આવેલાં ચાંદનબાઇ તરીકે ઓળખતાં વાર નહીં લાગી. તેવણુ સાથે આવેલો સીપાઇ બારણું બંધ કરી થોડેક છેટે ગયો કે તુર્ત તે બોલીઃ—

"ઝરાબી હિમ્મત હારવી નહીં-સચ્ચાઇને ખાતીર સ્હેજ દુઃખ ખમવાથી ડરવું નહીં. એ તો દુન્યાનો નિયમજ છે કે સાચાંપર ખોટાં બોહતાનો મુકાય છે, તેઓપર અણઘટતા આઝાબો ગુઝારવામાં આવે છે. અને પીર પયગમ્બરો અને સત્યવાદી રાજપતીઓને એ કસોટીમાંથી પસાર થવુ પડયું છે. મહાન ઝરતોસ્તે પોતાની સાચ્ચી દીન ઝાહેર કરી તે પહેલાં શું થોડું ખમ્યું? ઇસુ ખ્રીસ્તની શી ગતી થઇ તે વાંચ્યું નથી? રામ જેવા રાજાએ દેશવટો કાં ભોગવ્યો? સત્યવાદી હરીશ્ચંદ્રે કાંઇ થોડું વેઠયું? પણ અંતે સત્યનોજ જય છે; અને, ઓ ફિરોઝ, સત્યની ઢાલ તારા સરપર છે તો ફતેહ ફિરોઝી આકેબત તારોજ છે-તારા દુશ્મનોની હાર અને બરબાદી નક્કીજ છે?"

"પણ, મહેરબાન બાનુ, આપ કોણ છો?"

"શું મને નહીં ઓળખી?"

"હા; મેં તમને જોયાં હતાં."

"તો હવે ત્હારે જાણવું જોઇએ કે હું કોણ છું, અને મારી ધારણા શી છે; ખરા ચોરને શોધી કહાડવાની મેં બાધા લીધી છે."

"મુઝેર્ગ ખાનુ ! તમે ખરા ચોરને પકડી સઝા કરાવો તે પહેલાં તો મને વહાણપરથી ચઢાવી દેશે—મને જન્મ દેશ નીકાલની શિક્ષા થશે."

"તારીપર ગુનાહ સાબેત નહીં થાય તો કદી તેવું કશું બનશેજ નહી. તું નિરાંતે પાક ખુદાપર ભરૂસો રાખી રહે."

"તમારી ભલી લાગણી માટે આભાર માનું છું, પણ તમે રખે હદથી ઝીઆદા આશાની પાળ બાંધતાં હોવ! હું નિર્દોષ છતાં દરેક સાબેતી મારી વિરૂદ્ધ ખુલ્લી છે !"

"ભલા મિત્ર ! ગભરાય છે શું કામ? હું ચાહું તો બાર કલાકમાં આ કોટડીનાં બારણાં ખોલી તુને બાઇઝઝત બાહેર પાડું પણ મસલેહતે વકત જોઇ કામ કરવાનું છે; વળી યાદ કર કે દરેક મુસીબત ઝેલી મને મદદ કરવાનું તેં વચન આપ્યું છે—જ્યાં લગી તમામ 'બોન્ડ' હાથ લાગે ત્યાં સુધી મારી મદદે રહેવાનું કબુલ્યું છે."

"હું મારો કબોલ પાલીશ."

"ઠીક ત્યારે ! તું નિરાંતે આ અંધારી ઓરડીમાં ઓઢીને સુઇ જા. વખત આવતાંજ આ બંધ બારણાં પોતાની મેળેજ ખુલી જશે."

"પણ ત્યારે હમણાંજ કાં નહીં?" ફિરોઝે આતુરતાથી પૂછ્યું.

"ખરા ચોરનાં ખભાંપર તો આજે હું હાથ મૂકી શકું છું, પણ પેલા 'બોન્ડ' મેળવવા જોઇએ."

"પણ તે મેળવવાની કાંઇ ઉમીદ છે કે?"

"ઉમીદ શું? ખાતરી છે."

"પણ તે કયારે?"

"પાક ખુદા ચાહશે તો થોડાક કલાકમાંજ."

"મારો બચાવ કરવા કોઇ વકીલ રોકું કે?"

"કાંઇજ ઝુરૂરત નથી?"

"પણ વકીલો, અને સોલીસીટરો અને તેમના દલાલો જંપીને બેસવા દેતા નથી તેનું શું કરૂં?"

"કરે શું, તેમનાં બાપનું કપાળ? મુરદાં બહેસ્ત જાય કે દોઝખ; એમનાં કુલ નિર્દોષ સાબેત થઇ છુટી જાય કે ત્રણ લાકડે ચઢે તેની સાથે એમને સ્નાન સુતકજ નહીં; એમને તો પૈસા જોઇએ, બા પૈસા! મોટી ચોરીનું નામ સાંભળી તેઓ લોભથી આંધળા બની ફાંફાં મારતા જણાય છે કે મોટો તડાકો પડે. તડકે તેલ કહાડી પસીનો ટપકાવી પૈસો પયદા કરવાને બદલે આ છાનો નવાલો કોર્ટમાં બે ઘડી જુડો—સાચ્ચો બકબકારો કરી ગડપ કરવા કોણને નહીં ગમે વારૂં? ચાલો હવે ધારવા કરતાં ટાએલાંમાં વધારે વખ્ત નિકળી ગયો. હવે હું જતે."

"મારીપર એક વધુ મેહેરબાની નહીં કરો?"

"મોટી ખુશી સાથે."

"તમે મારાં ઘરડાં અને રાંક માય અને ફ્રેનીને મલશો?"

'તમને પકડયા પછી એક કલાકની અંદર હું તમારાં વૃધ માતાજીને. મળી–પણ–પણ–શું તમે પરણેલા છો? હું તો તમને કુંવારાજ માનતી હતી!"

"અને તેમજ છેવી."

"તો ફ્રેની કોણ? તમારાં ઘરમાં મેં તો કોઇને દીઠી નહીં!"

"ફ્રેની મારી નાની બહેન છે, આખો દિવસ પોતાના ઓરડામાં ભરાઇ બેસી સીવી સાંધી–ગુંથી ભરી–ગરીબ ઘેરને મદદ કરે છે ને ફુરસતનો વખ્ત વાંચવામાં ગાળે છે; તેથી બનવા જોગ છે કે તમને ઘરમાં તે જણાઇ નહીં. પણ એ મારાં મહેરબાન ભેદી બાનું,–હું પોલીસને હાથ પકડાયો તેની એટલી જલદી તમને ખબર કેમ પડી એ મારી અજાયબી છે!"

"અજબ થવા જેવું કાંઇજ નથી; તમારી ધરપકડ થશે એતો નક્કીજ હતું–જે કાવત્રું રચાયું હતું તે સંપૂર્ણ થયલું હોવાથી મારી ખાતરીજ હતી કે જે ઘડી જાય છે તેમાં તમારી ગિરેફ્તારી જુરૂર થવાની!"

"મારાં જાન અને માન–ઇઝઝત અને હયાત–મારી શર્મ અને જીન્દેગાની તમને આભારી છે."

"પાક ખુદા તમને શકિત આપે ત્યારે એ અહેસાન ફેડજો." કાંઇક અજબ જુસ્સાથી પેલાં ડોસાં બોલ્યાં. પણ એ ડોસાં કોણ? વાંચક કહેશે કે વળી કોણ? ચાંદનબાઇ! અને ચાંદનબાઇ કોણ? અલબત આપણે આગળનાં પ્રકરણોમાં જોઇ ગયાં તે 'મંડમ ડિતેકટિવ.'

"હું કેવી રીતે તમારા પાડ વાળી શકીશ!"

"હું કોઇ ચીઝની માંગણી કરીશ; પણ તે વખ્ત તો આવે?"

"તમે જે માંગશો–જે કહેશો તે આપવા અને કરવા હું એક બોલે હાઝર છું."

"જવાનીના જોશમાં જે તે બોલી દેવું સ્હેલ છે પણ બજાવવું મુસ્કીલ છે; વાસ્તે વચનથી બંધાવા પહેલાં બેવાર વિચાર કરી બોલવું જોઇએ,"

"ગમે તે હોય; તમે જે કહો તે કરવા મારૂ એક ગૃહસ્થ તરીકેનું વચન આપું છું."

"ત્યારે તમારૂં વચન પાળશો તેની ખાતરી તરીકે મને કાંઇ ઇંધાણી આપો."

આ માંગણી એવી ઘડીએ કરવામાં આવી હતી કે જે ઘડીએ ફિરોઝ પેલી ઔરતનાં અહેસાનમાં સર-તા-પા ડુબેલો હતો; તે છતાં તે વિચારમાં પડયો કે તેણી કેવી અને શું માંગણી કરશે! તે સારી પેઠે જાણતો હતો કે જે ઔરતના અહેસાનમાં ગર્ક હતો; માત્ર વેષધારી ઘરડી સ્ત્રી હતી, તેનું ભલું ચાહનારી સ્ત્રી તો ખરેખર એક જવાન બલ્કે ખુબસુરત ભેદી અબળા હતી, ગમે તે હોય તેણે પોતાને આંગળેની વિંટી ખેંચી કહાડી તેણીને આપતાં કહ્યું:—

"હું કોઇ અમીરઝાદો તો નથીજ—પણ શરીફઝાદો તો ઝરૂરજ છું. પ્રમાણિકપણે હું વચન પાળીશ, અને તેના બયાના તરીકે આ અંગુસ્ત્રી નઝર કરૂં છું. આ નજીવી વિટી અર્પણ કરૂં છું"

તે વીટી હાથમાં લઇ પેલી 'મડમ દિટેક્ટિવ' બોલી:—

"હુર પરીઆંનો ફાર્સ હવે ખતમ થયો: ચાલો હવે વધારે ગંભીર ગુફતેગુ કરીએ."

તેણીએ કેટલાક સવાલ કીધા અને હજી કરતી હતી એવામાં તે કોટડીનું બારણું ખુલ્યું અને પોલીસના સીપાઇ સાથે કોઇ ગ્રહ-સ્થ—ઇંગલીશ સ્ટાઇલીશ ફેશમાં—એક પારસી દાખલ થયો.

આ મળવા આવનાર શખ્સ જે પહેડીના કીમતી "બોન્ડો" ચોરાયા હતા, તે પહેડીનો એક ભાગયો જેહાંગીર હતો.

# પ્રકરણ ૬ ઠું.

## ગુનહેગારના ગુફામાં.

જેહાંગીરને જોતાંજ ઝરા પેલાં ડોસાં ચમકયાં, પણ તુર્તજ વાત ફેરવી તોલીઃ—

"ભલાં આદમીના દિકરા! નાપાક સેતાને તુને લાલચ દેખાડી તેમાં તું મુરખાઇથી ફસ્યો! કંઇ નહીં, તારા જેવા મુવા કોરગાઓ બાહેરથી ધોતા ધાતા પણ મેલાં મનવાલાં બુરા આદમીઓને તો વ્હાણમાં ભરદરીએ લઇ જઇ તે વહાણ ડુબારી મુકયું હોય તો પાપ પતે. દુન્યા પરથી ઓછો ભાર! તુને તો ફાંસી ચરાવે તો હું ઘણી ખુશી થાઉં કે મુવા બીજા દુકતાઓ બગડતા બચે."

ચાંદન ડોસાંએ ઉઠીને ચાલવા માંડયું, તેને શક અને ગભરાટની નઝરથી જોતો જેહાંગીર ખામોશ ઉભો હતો તેને પોલીસવાળાએ પુછયું:—

"કેમ સાહેબ? આ બુઢી અસ્મોરત બંધવાની ટોળકીને લગતી કોઇ છે એમ તમે ધારો છો શું?"

"નહીં. નહીં, તેવું કશું નહીં." જેહાંગીરે જવાબ દીધો. "હું આએ કંગાલ હાલતમાં એક વખતના મારા માનીતા અને વિશ્વાસુ નોકરને જોઈ શકતો નથી—મારૂં હઇડિં ભરાઇ આવ્યું છે, તેથી હમણાં એની મુલાકાત લેવાનું માંડી વાળું છું." અને તેજ પળે જેહાંગીરે પેલાં ડોસાં પાછળ ચાલવા માંડયું.

એક ચોંકાવનારી યાદ—એક ભયંકર વ્હેમ તેના મગજમાંથી પસાર થતા જાણે વિજળીનો ઝટકો લાગ્યો હોય તેમ તે ચમકયો. એકાએક કોઇ આફતમાં મોડે કે વહેલે આવી પડયા વગર રહેશે નહીં એવી ધાસ્તીથી રાત દીન તેનું હઇડું ધડકતુંજ રહેતું હતું પેલી પંજાબી પોટી દુન્યાથી નાબુદ થયલી કોઇ ખાતરીથી જણાવે તો તેને પોતાની દઉલત-લુટથી મેળવેલી દઉલતનો અરધો હિસ્સો આપવા તે તૈયાર હતો. તેનું પાપી હઇડું હરદમ ડંખતું હતું.

પેલી ઔરત ચૌકીમાંથી બાહેર પડતાંજ કદી નહીં જોયલી એવી ગલી ગુચીઓમાંથી આડે અવળે રસતે થઇ છેક પરેલના એક એક એકાંત લન્તા પર નિકળી, અને જેહાંગીર પણ હર પલે પાપ ફુટવાની ધાસતીથી ધ્રુજતો ઉંચે દમે તેણીની પુઠેજ હતો. તે હવે ધડક ધ્રુજારાના જીવતરથી કટાલી જઈ જીવ પર આવેલો હતો. લાગ ફાવે તો મારવું કે મરવું એવા વિચારથી તેનું મગજ ધુમતું હતું, માથુ ફરતુ હતુ.

પેલી ઔરત તેની અજાયબી વચ્ચે પરેલનાં સ્ટેશન પર ગઇ અને અઓરતો માટે અલાહેદા રાખેલા લેડીઝ વેટીંગ રૂમમાં ધુસી.

જેહાંગીર પણ તેણી પૂઠે ગયા, અને તેણીના રૂમમાંથી એક જવાન ઇંગ્રેઝ બાનુ નિકળતી જેહાંગીરે નિહાળી. લેકીન, પાંચ, દસ, પંદર મિનીટ સુધી આંખ તાણી તાણી જોયું પણ પેલાં ડોસાં તો બાહેર નિકળ્યાંજ નહીં બે લોકલ ટ્રેનો આવી અને ગઇ પણ તે ડોસાંનો પત્તોજ નહીં!

અજાયબીમાં ગર્ક ગયલા, ગુસ્સાથી જલતા, આતુરતાથી વાત જોતાં કંટાલેલા જેહાંગીરના જીવપર આવ્યું.

કોઇ અજીબ જાદુઇથી તે ડોસાં ગુમ થઇ ગયાં હતાં. અને જેહાંગીર પોતાની ધારણામાં નિષ્ફળ થઇ એકવાર વધુ મૂર્ખ બન્યો હતો. તે બડબડયો કે "મારા જેવો બડો બેવકુફ કોઇજ નહીં." તેણે હવે સાફ જોઇ લીધું હતું કે એક ચંચળ ઔરત સાથે તેને કામ પડયું હતું! અને એવી ચંચલ ચાલાક ઔરત મુંબઇમાં એકજ હતી તે તો પેલી 'મડમ દિતેકટિવ'! ઓ પાક ખુદા! ત્યારે શું તે 'મડમ દિતેકટિવ' તેની પૂંઠે પડી હતી? એ વીચારેજ તે અરધો અરધ મરી ગયો.

પોતે કેવા જોખમમાં હતો તેની હવે તેને સમજ પડવા લાગી, અને તેણે મન સાથે ગાંઠ વાળ્યો કે કેમે કરી તે ભયંકર સ્ત્રીને રસ્તામાંથી દુર કરવી. પછી તેમ કરતાં ખુન કરવાની ફરજ પડે તોબી ચુકવું નહીં.

હવે પેલી તરફ પરાક્રમી 'મડમ દિતેકટિવ' ઉર્ફે ચાંદનબાઇ શું બજાવતાં હતાં તે જોઇશું. પરેલ સ્ટેશનનાં વેટીંગ રૂમમાંથી વિજળીને ઝડપે વેષ બદલી જેહાંગીરની આંખમાં ધુળ છાંટી ચાલી ગયલાં આપણે જાણીએ છીએ; ત્યાંથી નિકળેલી તે બહાદુર સ્ત્રી વધારે બહાદુરી ભર્યાં કામને સરંજામ દેવાની ગોઠવણમાં મશગુલ થઇ.

ખબર મળી કે પેલા ગુમ થયલા 'બાન્ડો' જેહાંગીરે મહાલક્ષ્મી તરફનાં એક એકાંત જુનાં ઘરમાં કોઇ ચોકકસ જગાએ સંતાડયા છે.

ફિરોઝને છુટો કરાવી તેજ પળે જેહાંગીરને તેને ઠેકાણે પુરાવી દે એટલા બધા પુરાવા તેણી પાસે મોજૂદ છતાં, તેમ કરવાનું તેણીએ મુલતવી રાખ્યું, કારણ કે તેણીનો વિચાર કાંઇ જુદોજ હતો. તે સારી પેઠે જાણતી હતી કે ફિરોઝ જેમ વધુવાર કયદમાં રહેશે તેમ તેના

દુશ્મનો વધારે નભરવસ અને નિશ્ચિંત બની ફરશે. તેનો લાભ લઇ પેલા ચોરાયલા 'બોન્ડ' મેળવવાનું કામ આશાનીથી કરી શકાશે.

તે એક ભેદ ભરી સ્ત્રી હતી, પણ તે ભેદ ખુલ્લો કરવાનો વખ્ત નઝદિક આવેલો તે માનતી હતી.

એક અઠવાડીઉં પસાર થઇ ગયું.

ફિરોઝ માહનની કોર્ટમાં તપાસ શુ: થઇ ગઇ હતી.

કુંવરજી અને જેહાંગીરે એક વખ્ત ફિરોઝની મુલાકાત લીધી હતી તે દરમ્યાન ઘણાજ ગંભીર દેખાવે અને શાંતપણે જેહાંગીરે એવો ઇશારો કીધો હતો કે અગર ફિરોઝ 'ચોરેલા બોન્ડ' ગુપચુપ પાછા સ્વાધિન કરી દે તો બધું રફે-દફે કરી દેવામાં આવશે. ભોળા બિચારા કુંવરજી! તેમને થોડીજ ખબર હતી પ્રમાણિકપણાંનાં દેખાતાં પૂતલાં જેહાંગીરનું બાતેન કેવું ઠગાઇથી ભરેલું હતું; તેવણ તો જેટલો વિશ્વાસ પોતાનાં પુરાણા ભાગ્યા કાવસજી પર હતો તેટલાજ ભરૂસાની નઝરથી આ નવા નાના ભાગ્યા જેહાંગીરનેબી જોતા હતા.

એક ચાંદરણી રાત્રે મહાલક્ષમીના રસ્તાપરથી એક કાવલા દેખાવ અને નાઝુક બાંધાનો ઘોડેસ્વાર પસાર થતો જણાય છે-તે સીધો જેહાંગીરનાં એક ખંડીયર જેવા જુના બંગલા તર્ફ જાય છે. તે બંગલાની આસપાસ એક ઝુંપડુંબી દેખાતું નથી; સઘળું શાંત-નરૂં જાણે સુનસાન-હું-બહુ કબ્રસ્તાન!

જે રાત્રીએ મઝકુર ભેદી ઘોડેસ્વાર ઉપર મુજબ જતો હતો તેની આગલી બપોરે જેહાંગીરને નીચલો રૂકકો મળ્યો હતો:

"જેહાંગીરજી શેઠ--તમે જે જુદદીન અઓરતને તમારી પરણેતર તરીકે રાખી છે તેની નઉકરીમાં રહેવાની મારી ચોકકસ નેમ હતી

એમ ધારતા તમે જણાવો છો, અને ખરૂં કહું તો તમારો તે શક બેશકો બે ગુમાન ખરોજ છે. એક ઘણોજ અગત્યનો ખુલ્લાસો તમારી આગળ કરવાનો છે—એક ભયંકર ભેદ ખુલ્લો મુકવાનો છે. તમારી નબળાઈનો લાભ લઈ,તમને કેવી રીતે વેચવામાં આવે છે—તમને કેમ ઉલ્લુ બનાવવામાં આવે છે તે સઘલું ઊઘાડુ પાડીશ. પણ તે શાની આશાપર? દુન્યામાં સઉથી પ્રબળ અને પ્યારૂં શું છે? દામ, દરેક ચીઝનું લાયક દામ! હું જે છુપો ભેદ તમારી આગળ ખોલીશ તે ઘણોજ કીમતી છે, અને તેનો બદલો પણ તેવોજ મેળવવાની મને ઊમીદ છે. પણ એ છુપો ભેદ કોઇ છાની જગોએજ ખોલી શકાશે; માટે મને કામાટીપુરામાં ના૦—વાળાં મકાનના કાતર્યાં ઉપર મળજો અને હું તમારી આંખ આગળનો પરદો ખિસેડી અજાયબીથી આંજી નાંખીશ. જો હાથ આવેલો દાવ ચુકયા—મને મળવાના અખાડા કીધા તો તમે એવા પંજામાં સપડાશો કે તેમાંથી નિકાળવાનો સ્હેજ વિચાર વરિક કરવો ફોકટ. આટલા મારા ભેદી ખુલાસા પછી તમે એટલું તો સમજવાની શકિત ધરાવતા હશો કે તમને બચાવવાનું—જે પાપના ઉંડા ગારમાં તુટી પડયા છો તેમાંથી ઘસડી કહાડવાનું—મારા હાથમાં છે. મારીપર ચોકકસ શખ્સો ચોકી રાખે છે, તેથી તમને કઢંગે વખ્તે મારી મુલાકાત લેવી જોઇએ—મધ્ય રાત્રી પછી બે વાગાનો વખત વધારે અનુકુળ થઇ પડશે, જો તમને કાંઇ વ્હેમ લાગતો હોય, અગર તમે તમારી સલામતી માટે ડરતા હોય તો, તમારી ગમે એવી સાવચેતી સાથે આવવાને ચુકતા ના—ગમે તો સુખેથી પોલીસનાં બે માણુસો સાથે લેતા આવજો, પણ હું ફરીથી ચેતાઉં છું કે હાથ આવેલી બાજી ગુમાવતા ના.

લી૦ગુલશન ઊર્ફે પંજાબી આયા.

તા૦ ક૭-ખુબ સંભાળજો; પેલો નિર્દોષ જવાન છુટી જવાનો દરેક સભવ છે, અને ત્યાર બાદ ખરા ચોરની ખબર લેવાયા વિના રહેવાની નથી."

હવે આપણે આપણાં દાસ્તાનનો તુટેલો તાંતણો ફરી સાંધી આગળ વધીશું.

પેલો ભેદી ઘોડેસ્વાર એકલો એકલો શું બડબડતો જાય છે તે સાંભલીશું:—

"જેહાંગીર હિચકારો છે. મારાં લખાણુની અસર તેનાં અંતઃકરણનાં ઊંડાણુમાં ઉતરશે—તે મારી ખ્વાહીશ મુજબ કરશે; તે હવાઇ ગુલશનની શોધમાં ફાંફાં મારશે, તે અરસામાં હું પેલા ગુમ થયલા 'બોન્ડ' શોધી કહાડીશ."

રાતના એક વાગતાનો શુમાર હતો, જ્યારે પેલો ભેદી સ્વાર પોતાના ઘોડાને જેહાંગીરના એકાંત બંગલાની બાહેર એક ઝાડ સાથે બાંધતો દેખાયો.

મારાં વાંચક ચેતી ગયાં હશે કે આ ભેદી સ્વાર પેલી 'મડમ ડિતેકટિવ' હતી. તેણે ઘોડાને બાંધી બંગલાના કમપાઉન્ડમાં ચાલવા માંડયું અને કોઇનીબી રોકટોક વગર બંગલાની બાજુમાં આવી આસપાસ નિગાહ દોડાવી. અને એક ચોકકસ બારી પસંદ કરી તે તર્ફ ગઇ. બારી બંધ હતી. તુર્તજ પોતાની કમ્મરેથી એક કોથળી ખેંચી કહાડી કે જેમાં ઘરફાડુઓના ઉમદામાં ઊમદા ઔઝારો ભરેલાં હતાં. ઉપલું લખતાં જેટલી વાર લાગી તેના કરતાંબી ઓછા વખ્તમાં વગર ખડખડાટ કે ઘોંઘાટે તેણીએ તે બારી ખુલ્લી મૂકી, અને

એક જાહોશ ચોરને ભૂલાવે તેવી સફાઇથી તે વાટે ઘરમાં દાખલ થઇ દિવાનખાનામાં ઉભી.

તેણી એવી હથીઆરબંધ બનેલી હતી કે ચાર માણસનો મુકાબલો કરી શકે. તે બહાદુર ઐારી એક પછી એક ખંડ અને ઓરડો ઓળંગતી આગળ વધી અને એક ચોકકસ કમરાનાં કમાડનો હાથો ફેરવી જોતાં તેને કળ દીધેલી જણાઇ. તુર્તજ તેણીએ એક અજબ બનાવટની કુંચી તે કળમાં ફેરવતાંજ દરવાજો ખુલી ગયો અને તે હિમ્મતથી અંદર દાખલ થઇ; પણ તેજ પળે તેણે કોઇની દુ:ખ ભરી હૃદયભેદક ચીખ સાંભલી. ગમે એવી હિમ્મતવાળી છતાં દુ:ખદાયક આવાઝ સાંભળી દયાથી તેણીનું હૈઉં દુ:ખી થતું જણાયું. તે ચીખ એક ઐારતનીજ હતી, અને તે ઐારત તેજ મકાનના છાપરાં હેઠળ હતી. એમ તે ખાતરીથી માનતી હતી. તે એક પળવાર ખામોશ ઉભી પણ સઘળું શાંત અને ગુપચાપ! ન કોઇની ચીખ કે ન કોઇનો આવાઝ!

"વળી એક નવોજ ભેદ—એક નવીજ બદમાશીનો પરદો ખુલે એમ દિસે છે." તેણે વિમાસ્યું.

અગરચે તે જુદાંજ કામસર તે બંગલામાં ઘુસી હતી, જો કે તેણીને ઘણું ઘણું બજાવવાનું પડેલું હતું તોપણ જે ઓરડા તરફથી પેલી ચીખ સાંભળી હતી ત્યાં જઇ બારણું તપાસ્યું તો માંહેથી કળ લગાડેલી હતી. પણ તે ખોલતાં વાર કેટલી? જાદુઇ કુંચી ફેરવતાંજ તે બારણું ખુલી ગયું. અને તે બાહાદુર ઐારતે અંદર દાખલ થતાંજ ગજવાંમાંથી ચોર ફાનુસ કહાડી એક પછી એક તે ઓરડાની દરેક ચીઝપર તેની પ્રકાશીત રોશની ફેંકી ખુબ ધ્યાનથી જોવા માંડયું.

"આ ઓરડામાં તો કોઇ જાનદારનાં નામો નિશાન નથી–કે નથી કોઇ મજબુત ત્રેઝરી કે સંદુક દેખાતી કે જેમાં પેલા કીમતી 'બોન્ડ' સંતાડયા હોય. ખબર ! આ ઓરડાની પેલી ગમનું બારણું કદાચ બીજા ઓરડામાં ખુલતું હશે, તેની તો તપાસ લઇએ" એમ વિચારી પેલાં બારણાં આગળ જઇ તે હડસેલતાંજ ખુલી ગયું, અને તેની બીજી બાજુએ એક ખાબગાહ સૂવાનો ઓરડો જણાયો.

ઓરડાને બીજે છેડે એક સુંદર પીતળનો પલંગ હતો. ને સિવાય બીજો મામુલી અસબાબ ઘણા ઊમદા ટેસ્ટથી ગોઠવેલો નઝર પડતો હતો, પણ તે સર્વમાં જે એક ચીઝે પેલી 'મડમ ડિતેકટિવ'નું ધ્યાન ખેંચ્યું તે તો આંખે ઊડી વળગે એવાં કોતરકામથી મુનક્કશ થયલી એક નાની લખવાની ટેબલ હતી.

તુર્તજ તેણી પેલી સુંદર નકાશબંદીવાળી ટેબલ આગળ જઇ ચોર ફાનુસની મદદથી તેની હુન્નરમંદી જોતી ઊભી અને ત્યાર બાદ પોંતાની જાદુઇ કુંચી વડે તે ટેબલનાં ખાનાં ખોલી ખોળવા માંડયાં.

તેણી તપાસ કરી ઉઠવાની અણીપર જતાં તેની અનુભવી આંખ એક ચોર વખોડા પર પડતાંજ ખુશાલીને મારે તેણીથી હસીહસી પડાયું--તુર્તજ તેણીએ પોતાની કોથલીમાંથી એક અજીબ બનાવટની ઝીણી ચાવી ખેંચી કહાડી વખોડાને લગાડતાંજ તેની જાણે જાદુઇ અસરથી તે ખુલી ગયો, હર્ષિત હઇયાં સાથ અંદર હાથ નાંખી અંદરથી કીમતી દસ્તાવેઝોનાં બન્ડલ પકડી બન્ડલખોલી તપાસી જોયાં પણ પેલા ચોરાયલા 'બોન્ડો'નો તો પ-તોજ નહીં !

લગભગ એક કલાક પસાર થઈ ગયો હતો. તે બાહોશ બાનુ નિરાશ થઈ પેલાં કાગળો જેમનાં તેમ પાછા ગોઠવી બીજા ઓરડાની

તપાસ લેવા જવાની તૈયારીમાં હતી એવામાં કોઇનાં ધીમાં પગલાં સંભળાયાં–તે એટલાં ધીમાં હતાં કે તેણી કરતાં કમતજરૂએકાર ધણીના કાન પર તેનો સ્હેજ સંસારોબી કદી પડતે નહીં. તુર્તજ તેણીએ પોતાનું ચોર ફાનુસ બંધ કરી ગજવામાં મુકયું અને એક બારીના પરદા પાછળ સંતાઇ ઉભી રહી.

હજી તો તે પોતાની સંતાવાની જગાએ પૂરી પાધરી ગોઠવાઇ નહીં એવામાં તેણીની નજરે એક અજાયબી દેખાવ પડયો.

તેણે શું જોયું ? દેખાતી જુવાન અને ખુબસુરત એક ઔરત જાણે કબ્રમાંથી ઉઠી આવી હોય તેવી ભખાયલી–એક હાથમાં મોમબત્તી અને બીજામાં ચળકતી વહેતી છુરી સાથ ધીમા પણ મક્કમ કદમે દાખલ થઇ. તેણીએ ચેરાગ ઉંચો ધરી પેલા પીતળના પલંગ ઉપર પોતાની નઝર ફેંકી તે પલંગ એટલો દૂર હતો કે તે ખાલી હતો કે તે ઉપર કોઇ સૂતેલું હતું તે જોઇ શકાતું ન હતું. પેલી ભેદી ઔરતે મોમબતી એક બાજુએ મુકી અને દાંતમાં હોઠો દાબી ભયંકર રીતે ડોળા ચઢાવી પેલા પલંગ ભણી પગલાં ભરવાં માંડયાં. તેણી એક પારસન હતી.

બહાદુર 'મડમ દિતેકટિવ' એ ઘડી બેહોશ બનેલી દેખાઇ. હા ! પેલી ઔરત કોઇનું ખુન કરવા તાંપેલી હતી–પેલા પલંગપર ભર ઉંઘમાં સુતેલાંનું જીગર ચિરી નાંખવા જતી હતી, પણ તુંર્તજ તે ધાસ્તી મટી ગઇ, કારણકે પલંગ ખાલી હતો.

મગર. એબી એક અજબ સંજોગ હતો, ગુલશનની શોધમાં અરધી રાતે જેહાંગીર મુર્ખો બની નિકળ્યો હતો, પણ તે મુર્ખાઇએ આજે તેની જીન્દેગી બચાવી હતી. જો તે ઉંઘમાં કે બેદારબી પડેલો હતે તો તેના શા હાલ થતે ?

પેલી ઔરત પલંગ સુધી પહોંચી–પોતાની છુરી ઉગામી અને. અને શું ? એક ભયંકર ચીખ સાથ છુરી ફેંકી દીધી અને પછી આહોઝારી કરવા લાગી–રડવા પિટવા મંડી.

આ પોતાની આંખ સામે ઉપલા બનેલા બનાવથી પેલી દિતેકટિવ તો દંગ બની ગઇ, પણ મામલો શું હતો તે સમજી ગઇ.

એક બદમાશનો ભોગ બની વરસો સુધી દુઃખ ભોગવી કંટાલીને તે ગરીબ ઔરત જીવપર આવી પોતાને દુઃખ દેનારનું ખુન કરવા આમદા થઇ હતી—તે કીનો લેવા માંગતી હતી. વળી એવોબી વિચાર આવ્યો કે તેનાં મગઝની હાલત તો માઠી ન હોય ? પણ તેમ નહતું. ત્યારે શું હશે ? હા ! તેણીનાં મનમાં એક નવોજ ખીઆલ પયદા થયો. “ ગમે તે હોય પણ જે ધણીનું તે ખુન કરવા માંગતી હતી તેની સાથે જુરૂર અણુબનાવ હોવોજ જોઇએ. અને તે ધણી જેહાંગીર સિવાય બીજો કોણ હોય ?”

પેલી ‘દિતેકટિવે’ ધીમેથી ખંખાર માર્યો.

પેલી ઔરત તે સાંભળીને આસપાસ જોતી ઉભી.

તે ‘દિનેકટિવ’ પોતાની પોશીદા રહેવાની જગાથી બાહેર આવી સામી ઉભી. અલબતા હમણા તે એક મર્દના લિબાસમાં હતી.

તેને જોઇ બીજી ઔરત ગભરાઇ કે બીધી નહી. પણ હોઠ પર આંગળી મુકી ખામોશ રહેવાની ઇશારત કીધી. અને શાંતપણે ધીમા આવાઝે પૂછયું:

“તું કોણ છે, અને આ ઓરડામાં શું કરતો હતો ?”

“હું જેહાંગીરજીનો દુશ્મન છું, હું કોઈ ચોર નથી, પણ તે તો પૂરો બદમાશ છે.”

"એકદમ તું આ ઘેર છોડી જા."

"કાંય વારૂ ?"

"જેહાંગીરપર કીનો લેવાનો મારો વધારે હકક છે."

"પણ તેની પર કીનો લેવામાં હું તમારો મદદગાર થઇ પડીશ."

"મને કોઇની મદદ જોઈતી નથી, તું એકદમ અહીંથી ચાલી જા."

"બનશે નહીં, હું અહીંથી એક ડગલુંબી હટીશ નહીં."

"તે તારા હકમાં બુરૂં પુરવાર થશે."

"શા સારૂ ?"

"તે હું કહી શકતી નથી—હમણા હું ગોધ્યારૂં કરી આખાં ઘેરને જગાડીશ તો તારા બુરા હાલ થશે."

"તેમ કરવાની અગત્ય નથી; ઝરા મારી વાત સાંભળો. તમે એક બાનુ છોની ?"

"તે તો તું તારી આંખોએ જુવે છેજ."

"જેહાંગીરે તમને દુઃખ દીધું છની ?"

"તે તેં કેમ જાણ્યું ?"

"હું આ ઓરડામાં અર્ધા કલાકથી છું; મેં તમારી દરેક હિલચાલ જોઇ છે-ને વળી તમે તમારેજ મોંહડે બોલ્યાં કે તેનીપર કીનો લેવાનો તમારો એકલાંનો હકક હતો."

"એજ કારણસર હું કહું છું કે જે રસ્તે તું આવ્યો તે રસ્તે ચાલી જા; ગમે તેવો ભુંડો કે ભલો મારો ધણી છે; હું તેના કાપીએ

કટકા કરીશ પણ કોઇને આંગળી લગાડવા નહીં દઇશ; તે કોઇ ધાસ્તીમાં હશે તો હું તેને વખતસર ચેતાવીને હોસ્યાર કરીશ" તે બાવકા ઔરત બોલી.

"સાંભળો બાઇ, એમ ઉશ્કેરાઇ ના જાવો. મારૂં નાઝુક કદ, મારા કાવલા અને કોમળ દેખાવપરથી તમે એટલું નહીં સમજી શકતાં કે હુંબી તમારા જેવી એક અબળા છું?"

"શું? એક ઔરત! આજ કાલ તો બાયલા બનેલા પારસી પોર્યાઓને દાઢી મુછ બોડાવી મુખન્નસનો અવતાર લેવાનું એક જાતનું ચેટક લાગેલું છે જે સૌ કોઇ જાણે છે—મારો જીગર જેહાંગીરબી તેથી બાકાત નથી."

"પણ બાનુ, હું તો ઔરતજ છું."

"તું મર્દના પોશાકમાં છતાં મને આંધળી બનાવે છે?"

"મર્દનો વેષ માત્ર ધારણ કીધો છે."

ઝમીનપર પડેલી તેઝ છુરી પાછી લઇ જાણે તે સાથે રમતી હોય તેમ ને હાથમાં ફેરવતાં તે બોલી—"ત્યારે શું એ બે વફાએ તુનેબી લલચાવીને ફસાવી હતી?"

"તેવું કાંઇજ નહીં."

"ત્યારે તેનીપર શાનો કીનો લેવા માંગે છે?"

"મારી મતલબ તેનીપર કીનો લેવાની નહીં, પણ તેને ઇન્સાફની ચુંગાલમાં ફસાવવાની છે."

"કીઆ વાંકસર?—કીઆ ગુનાહ માટે?"

"એક ઘણાજ ભયંકર તકસીરને સારૂ."

"કોણનું ખુન કીધું છ?"

"મારી જાણમાં તેવું કશું નથી."

"તું, એક ઔરત ઝાત, તેને ઇનસાફની અદાલતમાં ઘસડવા શા માટે માંગે છે? તું મને છેતરી શકશે નહીંજ."

"તમને છેતરવાની મુદ્દલ મારી ધારણા છેજ નહીં"

"ત્યારે તું એક બેગાની ઔરત તેની પૂઠે શા વાસ્તે લાગી છે?"

'મ:મ દિતેકટિવ'ને કાંઇ નવોજ વીચાર સુઝ્યો હોય એમ લાગ્યું. તેણે ગંભીર દેખાવે કહ્યું:—

"હું કાંઇ જેહાંગીરને ચાહતો નથી–ચાહની નજરથી તેને કદી જોયો નથી. પણ જેને ચાહું છું તેનો એ જાની દુશ્મન બન્યો છે, અને કાવત્રાં, પ્રપંચો રચી પાપનો બધો ટોપલો તેને માથે નાખી તેને ફસાવ્યો છે. જે ગુનાહ તેણે કદી કીધેલો નહીં તેની કાળી ટીલી તેને કપાળે લગાડવાની દરેક યુક્તિ કીધી છે ને તેમાં કેટલેક દરજ્જે ફાવ્યોછબી ખરો."

"ત્યારે ખરો ગુનેહગાર કોણ છે?"

"એજ તમારો જેહાંગીર."

"અને તેથી તું તેને મારવા આવ્યો–આવી?"

"એ તમારો વિચાર ખોટો છે?"

"ત્યારે ખરૂં શું બન્યુંછ?"

"એકનું નિર્દોષપણું પુરવાર કરવાની સાબેતીઓ મેલવવા મેં માથે જોખમ ખેડયો છે."

એક મિનિટ મુંગી ઉભી રહી પેલી વિચિત્ર સ્ત્રીએ હાથમાં મોમબતી લઇ કહ્યું:—

"હું ધારૂં છું કે તેની તકસીર શું છે હું જાણું છું, અને તે કારણ તુંએ આ મકાનમાં પ્રવેશ કીધો છે. તે કામમાં મદદ કરી શકું એમ લાગે છે; ચાલ મારી પાછળ ચાલ."

ભુતના સાવા મિસાલ દેખાતી પેલી અઉરત પાછળ 'મડમ દિટેકટિવે' ચાલવા માંડયું, તેવામાં એક અજીબ બનાવ બન્યો. પેલી ઘેલી જેવી ઔરતે ચેરાગ બુઝાવી નાંખ્યો—અને બન્ને જણા અંધકારમાં ઊભાં. ત્રણેક પળ એમ ઊભાં હશે કે આપણી દિતેકટિવ' કોઇની ધીમી સીપટી સાંભળીને અંધકારમાં તે તર્ફ આગળ વધી. પેલી સ્ત્રીએ તેની પાંખડી પકડી આગળ ચાલવા માંડયું, અને એક દાદર આગળ તેઓ આવી પહોંચતા તે ઉપર ચઢવા માંડયું; મથાળે પુગતાંજ એક નાની ઓરડીમાં દાખલ થયાં. ત્યાંની ઝાંખી બલતી રઓશનીમાં જોતાં તે એક રહેવાનાં મકાન કે કમરા કરતાં એક કયદખાનાને અથવા દીવાના આદમીને રાખવાની સાંકડી ઓરડીને વધારે મલતી આવતી હતી. બારી તેમજ બારણાઓને જાડા લોઢાંના સલીઆ જડી લીધેલા હતા; કોઇ ઝબરદસ્ત ધાડપાડું પીંઢારોથી છટકી શકે નહીં એવો દરેક ઇન્તેઝામ—બધો બંદોબસ્ત—હતો ખુનીઓને રાખવાનાં બંદીખાનાનો નરો એક નાનો જેવો નમુનોજ હતો.

અર્ધ ઘેલી જણાતી પેલી સ્ત્રીએ લાકડાંનાં બારણા તેમજ સલીઆ જડેલી જાળી સંભાળથી બંધ કરી એક કુરસીપર 'મડમ-દિતેકટિવ'ને બેસાડી બીજીપર પોતાની બેઠક લીધી અને તે બોલી:—

"હવે હું મારી કહાણીનું કિર્તન કરીશ." અને તેણીએ જે વાત કહી તે અત્રે ટપકાવી લંબાણ કરી વાંચનારનો વખ્ત નગુમાવતાં તેનો ટુંકસાર સમજાવીશું— જે એજ હતો કે—જેહાંગીરે તેને ફુસલાવી ફસાવી હતી અને આખરે આવી હાલતે એક દીવાની તરીકે કયદ કીધી હતી, કે જેવા દાખલા રોઝે અવ્વલથી દુન્યામાં બનતા આવ્યા છે અને રોઝે આખિર તુલીક બનતા રહેશે.

તે જવાન પણ જફાથી ઝઇફ જણાતી અઉરતનું નામ ગુલાંગઝદર હતું. તેણીનો જન્મ ગણદેવી ગામમાં થયો હતો. તેણીના મા બાપ ગુઝરી જવાથી એક દુરના સગાએ મુંબઇ લાવી રાખી હતી. જેહાંગીરની જે દીનથી તે ગામડેની ખુબસુરતીપર નિગાહ પડી તે દીનથી જાણે કેવોક તેણીના પ્રેમમાં પડયો હોય એવું ડોળ કરવા લાગ્યો: ધીમે ધીમે તે પેલી ભલી ને ભોળી ગામડીએન ગોરીનું હરણ કરવામાં ફાવ્યો; અને આખાર તેણીને લલચાવી તેનીસાથે છુપાં લગ્ન કર્યાં.

થોડાંક વરસ ગબડી ગયાં. પણ તે વરસો દરમ્યાન તે બાપડી બાળા જાણે દુન્યાથી ગુમ થઇ ગઈ હોય–યા દુન્યા તેને ભુલી ગઇ હોય તેમ તે કયાં હતી તે કોઇ જાણતું નહતું.

એવા બનાવોમાં જેમ અકસર બને છે તેમ, પોતે ઠગીને બનાવેલા ભોગથી તેનો ઠગનાર કંટાળવા લાગ્યો, ધીમે ધીમે તેને ધિકકારવા લાગો–અને આખીરશ તાણા ટપલા અને નીચ વચનોનો વરસાદ વરસાવી તેણીને હયરાન પરેશાન કરવા લાગ્યો. અને હજી એટલું દુઃખ પેલી નિર્દોષના નાઝુક હૈયાં માટે ઓછું હોય તેમ તેણે એક ગુનાહનો તેણી આગળ ઇકરાર કરી જલેલાં જીગરની

જુવતીને સદાની જલતી બનાવી અને તે ઇકરાર શું હતો? તેણે એવું અડાવ્યું હતું કે તેણી સાથનાં તેના લગ્ન ગયર કાયદે અને તેથી રદ-બાતેલ હતાં, કારણ કે તે કરવાનો જ્યારે સ્વાંગ કીધો ત્યારે ખરેખર તો તે પરણી ચુકેલો હતો.

ઉપલું સાંભળી તેણીનાં ઝખ્મી જીગરપર ગોયા નિમકનું પાણી છાંટયું હોય તેમ તેના ચચરાટથી એક ચીખ પાડી તે બેભાન થઇ પેલા સંગદીલના પગ આગળ પડી. ત્યાર બાદ શું બન્યું તે તો પાક ખુદા જાણે! પણ જ્યારે તેણી હોશમાં આવી ત્યારે આ ભયંકર કયદખાનું કે જ્યાં બેસી તેણી ઉપલું ગમખાર વર્ણન વિસ્તારીને કહેતી હતી ત્યાં, પોતાને જોઇ.

"આ કંગાળ ઓરડીમાં કયારથી તમે કયદ છો?"

"વરસો વહી ગયાં."

"અહીંથી છટકવાની કદી કોશીશ કીધી હતી?"

"પહેલાં પહેલાં કીધી હતી, પણ પછી પાછળથી નિરાશ બની નહીં કીધી."

"એ ઝાલીમ જેહાંગીર તમને મળે છે કે?"

"કદીબી નહીં."

"આ ઓરડાની બાહેર નિકળવાની તક મળવા છતાં કાં નહીં નાસી ગયાં?"

"શું માથું ફોડવા નાસી જાઉં? દુન્યાગમાં શું મોંહડું લઈ જાઉં? ચાર ચાર વરસ થયાં મારાં સગાં વ્હાલાંઓથી છુટી પડેલી હવે કીએ મોંહડે મળું?"

"આજે રાતે તો તમે ખુનપર ચહડેલાં હતાં; અગર જેહાંગીર પલંગપર સૂતેલો હતે તો તમારો કીનો કેવી રીતે લવા માંગતાં હતાં?"

"જેવી રીતે તેણે મારૂં જીગર ચીરીને ચુથી નાંખ્યુંછ તેવી રીતે મારી વહેન્તી છુરીની ધારથી તેનું જીગર ચાટચાક કરી તેના લોહીથી મારાં જલતા જીગરની આગ બુઝાવીને."

"તમારા મનમાં એટલો કીનો છતાં તમે તેને ચાહો છો એમ બોલતાં મેં તમને સાંભળ્યાં છે!"

"તેને ચાહું! તેને ચાહું?" તેણીએ દાંત કચકચાવીને ગુસ્સાથી કહ્યું "એ કાળા નાગને ચાહું?"

"ઠીક ત્યારે; મને તમારી મદદગાર મિત્ર બનવા દેશો!"

"પણ ઓ ભલાં આદમીનાં ફરઝન્દ, તું છે કોણ?"

પોતાનો ભેદ છુપો રાખી જેટલું કહી શકાય એટલું "મડમ દિતેકટિવે" કહ્યું.

"ત્યારે એ જેહાંગીર એક નીચ બદમાશજ છે,—એક હડહડતો પાપી ગુનેહગારજ છે?" બધું સાંભળી લઇ તે બોલી.

"બદમાશ! પૂરો પહેલે દરજ્જેનો બદમાશ છે."

"હા, પણ તેની બદમાશી પુરવાર કરવા તમને પેલા બોન્ડોની જરૂર છે કેમ?"

"બરાબર."

"ત્યારે હું તમને મદદ કરીશ."

"કેવી રીતે?"

"તમે આવતી કાલે રાતે પાછા અહીં આવજો, હું બધું કહીશ; હમણાં તો બનતી ઉતાવલે તમારે ચાલી જવું જોઇએ. જો તમારી હાઝરી જણાશે તો નાહક તમારૂં ખુન રેડાશે."

"પણ ખુનીઓનો મુકાબલો કરવાને બંદી તૈયાર છે."

"હું માનું છું કે તમે સિંહ સાથે લડો તેવાં બહાદુર છો; લેકીન તમારી હાઝરી ઝાહેર થતાંજ આપણી બધી ગોઠવણો ધુળ મળશે—હવે તો બામદાદ થવા આવી છે—ખુરશેદ ઈઝદના નુરી કીરણો આ દોઝખી દુન્યાના અંધકારને તોડે તે પહેલાં તમે અહીંથી બનતી ઝડપે ચાલી જાઓ."

મસ્લેહતે વકત જાણી 'મડમ દિતેકટિવ' પેલી દુઃખી અઓરતથી રૂખસત લઇ ઘરમાંથી છટકી ગઇ.

પોતાનો ઘોડો ખોલી સિપાહ બચ્ચાની ચાલાકીથી તે ઉપર સ્વાર થઇ-તેણી ઝડપથી આગળ વધી. આશરે અરધોક માઇલ ગઇ હશે કે રસ્તામાં સામેથી આવતી કોઇની ગાડી મળી તે એક બગી હતી. તેનો હાંકનાર કોઇ ઘોડાવાળો નહીં પણ ઇંગ્રેજી ડ્રેસ પર એક ઓવર કોટ પહેરેલો મુછ મુડાઉ જવાન હતો; અને તે જવાન જેહાંગીર હતો એમ તે એક પલકારામાં પેલા પસાર થતા સ્વારે જોઇ લીધું.



# પ્રકરણ ૭ મું.

## મહેનત બરબાદ.

જે દિવસે ઢોંગી પંજાબી આયા ગુલશનની ચીઠ્ઠી જેહાંગીરને મળી તેજ દીને તેનો ભેદ જાણનારી એ નારીની શોધમાં તે નિકલ્યો હતો તેણે એક જાણીતા બદમાંશ જાસુસની મદદ મેળવી જે પોતાના ધંધામાં જેટલો ચપળ હતો નહીં તેથી વધારે પૈસાનો લાલચુ હતો. તે હિચકારો હતો પણ કોઇબી રીતે પૈસા મેળવવામાં–જુઠું સાચું અડાવી પોતાના કુલ્લાને નિચવવામાં બડો બાહોશ હતો. જેહાંગીરને મોંહડે વાત સાંભળતાંજ તેણે ભરમ ફોડયો કે પેલી કહેવાતી પંજાબી આયા કોઇજ નહીં પણ જાણીતી 'મડમ દિતેકટિવ' હતી જો કે તે પણ એક ખાનગી 'દિતેકટિવ'જ હતો, અને તે ધંધાના તરીકાથી એક બીજાને ખુલ્લા નહીં પાડવાના જો કે કસમ લીધેલા હતા–છતાં તે હિચકારા અને લાલચુએ ઉપર મુજબ વિશ્વાસઘાત કીધો હતો, લેકીન તેમાં તેણેબી સ્હેજ ગોતું ખાધું હતું, તે આ વાર્તાની આખિરે વાંચનાર સમજી લેશે.

જેહાંગીર પેલી પંજાબન વિશે આટલી બધી કાલજીથી પૂછપરછ કાં કરતો હશે તે પેલાની બલાનેબી ખબર ન હતી—લેકીન તેણે જે ભરમ ફોડયો હતો–તે પરથી આગળ કેવાં પગલાં ભરવાં તે વિશેનો પૂરતો ખિઆલ આવી ગયો હતો. તેણે વાત ફેરવી તોલી પોતાનો ખરો ભેદ છુપાવી બીજી ત્રીજી વાતોમાં એટલુંજ જણાવ્યું કે તે પંજાબી આયા હોય કે 'મડમ દિતેકટિવ'–પણ તેનાં

કામની વચ્ચે વારંવાર આવતી હોવાથી તે કોણ છે તે જાણવા માંગતો હતો.

મખદુમ કે જે પેલા ભાડુતી મદદગારનું નામ હતું, તે આપણે ઉપર વાંચી ગયા તેમ હીચકારો હતો લેકીન ઘણોજ કુનેહબાઝ હતો. તેણે જેહાંગીરને સમજાવ્યું કે અવ્વલતો ઝરની લાલચથી કામ કહાડી લેવું, પણ જો તેમ નહીંજ બની શકે તો લાચારીએ આખીરી ઇલાજ કરવો—યાને તે ઓરતનો સહાબરો કાંટો કહાડવો.

હવે જેહાંગીરે પોતાની બાજી માંડી જેની પહેલી ચાલ-પહેલા દાવ—તરીકે આપણી 'મડમ દિતેકટિવ'ને એક ચિઠ્ઠી મળી જેનો મઝમૂન એ હતો કે, તેણીએ જે કામ માથે ઉઠાવ્યું હતું તેમાં મદદ કરવા તેનો લખનાર તૈયાર હતો, માટે તેણીએ તેની મુલાકાત લેવી.

ઉપલી ચિઠ્ઠી વાંચી તે ઝરા બેકરાર બનતી જણાઇ.

વલી તે ચિઠ્ઠીમાં એવુંબી જણાવવામાં આવ્યું હતું કે તેણી જેવોજ એક ચાલાક શખ્સ તેણીની પૂઠે લાગેલો હતો જે તેણીની બાઝી ઉંધી વાળવાની દરેક કોશીશ કરતો હતો. તે લખનાર કોણ હશે તે તો જણાયું નહીં પણ તેણીને સારી રીતે ઓળખતો હોવો જોઇએ કારણ કે તેણે એમ પણ લખ્યું હતું કે સલામતીને સારૂં તેણીએ મદનો વેષ લઇ આવવું; અને મુલાકાતનો વખ્ત એક ચોકકસ એકાંત જગાપર મધરાતનો મુકરર કરવામાં આવ્યો હતો.

બહાદુર 'મડમ દિતેકટિવે' સ્હેજ વિચાર પછી નકકી ઠેરાવ કીધો કે "જે બને તે સહી; એકવાર જઇને જોઉં તો ખરી કે વખી એમાંથી શું ગુલ ખીલે છે-શું નવું જોવા જાણવાનું મળે છે!"

તેજ રાત્રે ઉપલી વિચિત્ર મુલાકાત થવાની હતી.

સાડા અગીઆરને શુમારે એક પંજાબી લ્હેરે લ્હેરે ખુશાલ ચહેરે શહેર બાહેરના એક ઉજાડ લત્તા તર્ફ જણાયો. તે પેલી બહાદુર 'ડિટેક્ટિવ' હતી; તેણી ઠેરવેલા મુકામથી થોડેજ છેટે ચૌતર્ફ નિગાહ રાખી ફરતી રહી, કારણ કે જેની મુલાકાત તેણી લેનાર હતી—તે કોણ અને કેવી કિસમનું આસામી હતું તેના ચેનચાળા અગાઉથીજ જોવા માંગતી હતી.

દસ મિનિટમાં એક લફંગા દેખાવનો શખ્સ પસાર થતો તેણીએ જોયો—અને તેણે ગમે એવો સ્વાંગ લીધો હતો તે છતાં પેલીએ ઓળખી કહાડયો કે તે બદમાશ જેહાંગીર હતો.

જેહાંગીર આસપાસ જોતો એક ઝાડને અઢેલીને ઉભો હતો, જ્યારે જાણે ઝમીનમાંથી ફુટી નીકળ્યો હોય તેમ પેલો પંજાબી તેની સામે આવી ઊભો.

"ઓહો! આખરે તમે તશરીફ લાવ્યાં ખરાં" અર્ધ મશ્કરીમાં જેહાંગીરે પુછ્યું.

"જી હાં જનાબ! તમારી સેવામાં હાઝીર છું" તેવોજ ખુન્કા ભર્યો જવાબ મળ્યો. "વારૂં, મારૂં શું કામ પડયું?"

"મારી ચિઠ્ઠી મલી કે નહીં?"

"બરાબર મલી."

"તેપરથી બેગમ સાહેબે જોઈ લીધું હશે કે તમને સેવક સારી પેઠે પિછાણી ચુકયો છે."

"વારૂં; તેનું શું? તેથી કહેવા શું માંગો છો?"

"હું એજ જાણવા માંગું છું—કે મારી પુઠ પકડવામાં તમારી શું નેમ છે? શી મતલબ-શી બાઝી છે?"

તે નેમ પાર પડે—તે મતલબ બર આવે-તે બાઝી ખતમ થાય ત્યા લગી થોભવાની તમારામાં સબ્ર નથી?"

"હું થોભતે; લેકીન કહેવાતી પજાબી આયા-ગુલશન બાનું હવે જ્યારે તમે મારાં કરતાં ચોકખી ગુજરાતી ભાષા આટલી ટુંક મુદતમાં શિખી ગયાં છો ત્યારે તો નહીંજ"

"તમે કહેવા શું માંગો છો? જે તે ઝટ કહી કેમ દેતા નથી?"

"ઓહો! એક ઔરતને એટલી બધી જુર્રત? એટલી બધી હિમ્મત?"

"તમે ધારો છો તેથીબી વધારે હિમ્મત ધરાઉં છું."

જેહાંગીર પોતાના કોટના મોટાં ગજવામાં હાથ ઘાલી કાંઇ તંટોસતો જણાતાંજ પેલી હિમ્મતવાન બહાદુર ઔરત દમામમાં બોલી:—

"જેહાંગીરજી શેઠ! ઝરા આમ જુવો!"

અને તેણે શું જોયું? એક ચળકતી પીસ્તોલનું મુખ તેની છાતી સાથે દાબી પેલી તૌરથી તેની તરફ જોતી ઉભી હતી. તે બોલી:-

"અગર ચે કે હું એક ઔરત છું પણ આવાં બચ્ચાં-બાળાંના ખેલથી પુરતી માહેર છું. તમારા જેવા કેટલાકને રમાડી મુકયા છે; માટે કાંઇ ચેડાં કહાડો તે પહેલાં બે વાર વિચાર કરજો નહીં તો હોસ્યારી ભારી પડી જશે, ભારી! તમે તમારાં ગજવામાં ફટાકડા ફોડ-

વાનું દીવાસળીનું રમકડું શોધો તે પહેલાં તો તમારી છાતી સાથે મારી ભરેલી પીસતોલ ભેટી પડી છે!"

"લડાઇ કરવાની મારી ધારણાંજ છેજ નહીં—મારું કરી એક અબળા ઉપર આવો નીચ હુમલો કરૂંજ નહીં."

"ત્યારે અંધારી રાતે મને અહીં બોલાવવાની મતલબ શી?"

"હા, તેનો જવાબ તુરત તમને મળશે. તમે કોણ છો તે હું જાણી ચુકો છું—હવે વધારે ઢોંગ કરી નાટકી સ્વાંગો બદલવામાં સાર નથી. ટુંકમાં કહું છું કે હું તમને મારી તરફથી કામ બજાવવા રોકવા માંગું છું."

"ત્યારે એમ ખુલ્લે ખુલ્લુજ બોલી દોની કે તમે મને રૂશવત આપવા માંગો છો. લાંચ આપી છટકી જવા માંગો છો."

"પણ મેં આવું તે શું કીધું છે કે તમે મને ફસાવી શકશો?"

"તમારામાં ખરાં પણું છે તો ડરો છો શું કરવા?" તે મડમ દ્વિતેકટીવે કહ્યું. "મારી માંડેલી બાજી ખતમ થશે ત્યારે દીવાની જોત મીસાલ સઘળું સાફ સાફ દેખાઇ જશે, જરા ધીરા પડો લાલાજી તમે છટકાવા કાંઇબી તરકીબ કરો તે પહેલાં તો તમે તમારાં કરણીનાં ફળો ચાખશો તમારી બદી અને બુરાઇનો બદલો પામશો. હયેરાન, પરેશાન, સરગરદાન બની અપજશ અપમાનના બોજા હેઠળ દબાઈ ભચડાઇને જીવતા મરી જશો."

"ખયર એમજ સમજો કે તમો ધારો છો તેવોજ બદ અને બુરો છું; પણ હું તમને દસ હઝાર આપું તો મુંબઇ છોડી પરદેશ નિકળી નહીં જાઓ?

"શું નરમ ઘી જેવી વાત! માંગણી તો લલચાવનારી છે!"

"ને તે તમને મનઝુર છે?"

"ગટરનાં પાણીએ મોહડું ધોઇ આવો."

"એટલે? વારૂં ધુળ વાળી; દસ નહીં તો પંદર કબુલ છે?"

"હરગેઝ નહીં."

"એબી નહીં ને તેબી નહીં, તો યાદ રાખજો કે, તમારૂં જે કાંઈ કામ હોય તે સરંજામ ઉતરેલું—પાર પડેલું—જોવાને તમે જીવશોજ નહીં."

"એવી બપકી કે ધમકીથી ડરનાર હું નથી."

"હું ઇચ્છું છું કે તું મરે." એમ બોલતાંજ ગુસ્સાથી જેહાંગીરે આગળ વધી તેણીની કમરમાં હાથ નાંખવાની કોશીશ કીધી. પણ બીજીજ પળે તે ભોંયપર તૂટી પડયો.

જેહાંગીર જોરાવર છતાં કુનેહબાઝ લડવઇયો તો નહીંજ હતો. તેને ઠેકાણે કોઈ કસરતનો અનુભવી હતે તો તુર્તજ ઉઠીને પોતાના હમનબર્દને ભોંયપર પછાડતે બલ્કે તેને સ્વધામ પહોંચાડી દેતે! લેકીન તે ભોંયપરથી ઉઠે તે પહેલાં તો પેલી ચાલાક અઓરત જેમ તેની સામે એકાએક ફુટી નિકળી હતી તેમ એક પલકારામાં કેંડે ગુમ થઇ ગઇ!

જેહાંગીર ચીડ, ગુસ્સા, અને ફડફડાટથી દાંત્યાં પીસી હાથ ચોળતો ઉભો, એક અઓરતે તેના જેવા અરીમધરીમ મરદને માત આપી તેની ખિજાલતથી તે રાતો પીળો બની ગયો; પણ પણ સરવે ફોકટ!

ઉપલો બનાવ બન્યો તે પછીની સ્હવારે આપણી ચાલાક 'મડમ દિતેકટિવે' જોયું કે તેણી જ્યાં જતી હતી ત્યાં એક કાવલા બાંધાનો શખ્સ તેની પૂઠે દુરથી ચાલતો હતો.

તેણીની કાંઇ ભૂલ તો ન હોય તે તપાસી જોવા તરેહવાર યુકિતઓથી પોતાની ખાતરી કરી જોઇ, અને જ્યારે તે શખ્સ તેણીનીજ પૂઠે લાગેલો જણાયો ત્યારે, તે હિમ્મતવાન સ્ત્રીએ એક એકાંત જગ્વા તરફ હેરયું લીધું અને જાણી જોઇને ધીમે કદમે ચાલવા માંડયું કે તેણીની પૂઠે લાગેલો શખ્સ પકડી પાડે, અને તેની શું મતલબ હતી તે જણાઇ જાય. તેણીને જે પહેલો વિચાર આવ્યો તે એજ હતો કે "'હારેલો જુગારી બમણો રમે!' તેમ જેહાંગીરે આ બીજી બાઝી માંડેલી લાગે છે—કદાચ એ શખ્સને મારૂં ખુન કરવા રોકયો હશે."

સાંજનાં ઝઝકળાંની જગ્વા અંધારાએ લીધી હતી, ગમે એવા ખુની હુમલા સામે થવાની દરેક તઇયારી સાથે તેણી આગળ ધીમે કદમે વધતી છેક દરિએ કિનારે આવી પહોંચી. ભરતીનો વખ્ત હતો, દર્યો તુફાની જણાતો હતો, તેના મોજા ગોયા આકાશે ચઢવા માંગતા હોય તેમ ઉછળીને તુટી પડતા, અને અંધારી રાત છતાં તેનું સુફેદ ફીણ નજરે પડતું હતું. તે મોજાઓના ભયંકર ગડગડાટ વચ્ચે અને ડરામણી રાતનાં અંધારામાં એક વધારે ભયંકર બનાવ બન્યો, તેનું વર્ણન ચોકકસ કારણોસર અત્રે કરવાનું મુલતવી રાખી આપણે બીજીજ તર્ફ નિગાહ દોડાવીશું.

ઉપલો બનાવ બન્યા પછી બે કલાકને શુમારે મહાલક્ષ્મી તર્ફના એક એકાંત બંગલામાં એક શખ્સ પોતાના ઓરડામાં ભારે

વિચારના દબાણુ હેઠળ ફરતો દેખાય છે. લગભગ મધ્યરાત થવા આવી હતી. ઉપલો શખ્સ જે જેહાંગીર હતો તેના ચહેરાપર ગમી, ભય અને આતુરતા સાફ દેખાતાં હતાં. તે ઘણોજ પરેશાન હાલે હતો. એવામાં કોઇએ બારણું ઠોકયું:—

"પાક ખુદા ખયર કરે! એ મારોજ માણસ હોવો જોઇએ. અરધી રાતેબી કામ સરંજામે પહોંચાડી તેની ખુશખબરી—વધાઇના સમાચાર—આપી જવામાં તેને તાકીદ કીધી હતી તે મુજબ આવેલો લાગે છે."

એવામાં નોકરે આવી ખબર આપી કે કોઇ અણજાણો શખ્સ ઝુરૂરી કામસર મળવા માંગતો હતો.

"તે કેવા દેખાવનો માણસ છે?" જેહાંગીરે પૂછયું.

"દુબલો–પાતલો, ફિક્કા ચહેરાનો, હાલ હવાલ પોષાકવાળો કોઇ મુસલમાન જેવો છે, જાણે કેવોક બીધો હોય તેમ ધાસ્તીથી ધ્રુજતો દેખાય છે, સાહેબ."

"જલ્દી તેને અહીં લાવ." નૌકરને હુકમ કીધો અને પછી વિચારવા લાગો કે "એ ઉશ્કેરાયલો લાગે છે, હું ધારૂં છું કે કાટલું કાઢીનેજ આવ્યો હશે."

પેલા શખ્સને પોતાના શેઠ આગળ મૂકી નૌકરે પીઠ ફેરવી તેજ પળે જેહાંગીરે ઓરડાનાં બારણાં બંધ કીધાં અને બત્તી ધીમી કરી હળવેથી બોલ્યો:—

"કેમ કેવો અન્જામ?"

"કામ તમામ." ટુંકો જવાબ મળ્યો.

"શું પહોંચતી કીધી કે?"

"જી, હા!"

## પ્રકરણ ૮ મું.

### ખુની કોણ હતું!

ઉપલાં પ્રકરણમાં વાંચ્યું તેમ અરધી રાતે જેહાંગીરની મુલાકાત લેનાર સોરટીઆં જેવા શખ્સને તેજ સહાંજે જેહાંગીરે પોતાનું એક છુપું કામ બજાવવો રાખ્યો હતો. તે એક ભાડુતી બદમાશ હતો; અને તે પેલાજ શખ્શની હુ-બ-હુ શકલવાલો હતો કે જેને આપણે બહાદુર 'મડમ દિતેકટિવ'ની પૂઠે લાગેલો છેલ્લે દર્યા કિનારે અંધારામાં મૂકી આવ્યાં હતાં. તેણે મોહડાંપર પોતાની લાંબી પાઘડીનો છેડો વિટાલેલો હતો.

"ત્યારે તું કામયાબ થયો ખરો? તુને ફતેહ મળી ખરી?" જેહાંગીરે પૂછ્યું.

"તેમાં શું શક!"

"પણ ઝરા વિગતે તો સમજાવ?"

"તે કમબખ્ત કિરીસ્તાન ઔરતે પોતાને વતન ઇંગ્લીસ્તાન જવાને બદલે કબ્રસ્તાનની રાહ લીધી છે, પણ મરવા પહેલાં એક બહાદુર મર્દ મિસાલ મારો મુકાબલો કરીને લડી. હું કહું છું કે

સ્હેજબી ગફલતી હું કરતે તો તે મને ઉંચકીને દર્યામાં ફેંકી દેતે અને હમણાં તુલીક તો મચ્છીઓએ મારી એક બોટીબી બાકી રાખી ન હતે.”

જેહાંગીર દેખાઇતી રીતે કમકમ્યો. તે હાવરો, લુચ્ચો, અપ્રમાણિક અને દગાબાઝ હતો ખરો, પણ ખુન જેવો ગુનાહ કદી કર્યો ન હતો. ને કરે તેવી તેની હિમ્મત ન હતી. ઉપલી વીગત સાંભળી તે પોતાનેજ ખુનનો દોષિત દુષ્ટ પાપી ખુની તરીકે દોષ દેવા લાગ્યો. કારણ? કારણ કે પેલી ભેદી સ્ત્રીને પોતાના રસ્તામાંથી દુર કરવા તેણેજ એક બદમાશ ખુનીને પૈસાની લાલુચે રોકયો હતો. તે બડબડયો કે “કમબખ્ત ઔરત! મારી માંગણી કબુલ રાખી હતે તો ગાંઠે ગર્થ બાંધી આવતી કાલે ઉપડી જતી સ્ટીમર ‘ફરખુન્દા’માં પોતાને વતન ઉપડી જઇ બાકીની જીન્દેગી અમનચમનમાં ગુઝારતે. પણ કિસ્મત! ચાર આગળનું કિસ્મત! તે તેણીના કિસ્મતમાં ખુનીને હાથે મરવાનું-ને તેની બદનામી મારે માથે ચોંટવાની તે કયાં જાય? અફસોસ!” એક પળની ચુપકીદી પછી પાછો તેણે સવાલ કીધો કે “તે ઔરત ખરેખર મરી ગઇ છે તેની સાબેતી તરીકે કાંઇ નીશાની લાવ્યો છે?”

“જનાબ, તેની પાસે તો ઘણીક ચીઝો હતી, લેકીન હું એક ચીઠ્ઠી તેમાંથી ઊંચકી લાવ્યો છું કે જે તમે તેને લખી હતી. જુવો; તેજ છે કે બીજી?” હાથમાં ચિઠ્ઠી આપતાં તેણે કહ્યું.

જેહાંગીર અજાયબીથી મુતહયુર બન્યો, તેણે પુછ્યું:—

“તમારેથી છુટા પડયો ત્યારથીજ મેં એની પુઠ પકડી હતી. જબરી રખડવાલી! પણ સાંજ પડતાં એનાં મઉતે શિતાબી

કીધી; તે ચાલી ચલાવી મઉતના ડાચામાં ઘુસી; ડરામણી રાત છતાં તે મહાલક્ષ્મી તર્ફના એકાંત દર્યા તર્ફ ગઇ. ફ્દીને જોઇતું હતું તેવુંજ હકીમે ફુરમાવ્યું; તેણી કીનારા પરના એક ઊંચા પત્થરપર જઇ જેવી ગોઠવાઇ કે બંદાએ તેની પીઠમાં મારી તુરકી છુરી ચલાવી દીધી-અને—"

"——અને તેવીજ તે દર્યામાં ઊંધે મસ્તક ઉથલાઇ પડી!" જેહાંગીર વચ્ચે બોલી ઊઠયો.

"ઉથલાઇ શું પડે? તેથી ઉલટું તે તો મારી ઉપર ઉલટી પડી; ને જરા ચુકતે તો મનેજ ગબડાવી દેતે; પણ એક ઔરતને હાથે હું મરૂં? કદી નહીં; મેં મારી છુરીનો છૂટથી ઉપયોગ કીધો-તેની બોટી બોટી કરીને દરીઆમાં ફેંકી. હા! બિચારી મચ્છીઓને મેહેનત થોડી!" એમ બોલી તે હસી પડયો.

"વારૂં મરતી વખ્તે તે કાંઇ બોલી હશેની?"

"એક અજીબ ઉકરાર કીધો?"

"શું?"

"તે બોલી કે 'અય ખુની! તેં તારૂં કામ કરયું છે તેમ મેં મારૂં કામ કરયું છે. બદમાશ જેહાંગીરના કુકર્મોની એકેક કડી મેળવી એવી સાંકળ બનાવી છું કે તે ઝનજીરની તઉક તેનાં ગળાંમાં પડતાંજ તે ગુંગળાઇ મરશે, યાને તેનાં પાપની સઝા તે જુરૂર પામ્યા વિના રહેશે નહીં, અને જે નિર્દોષોને ફસાવવાની તેણે જાલ પાંથરી છે તે જાલના ટુકડે ટુકડે થઇ બેગુનાહો આઝાદ બની ઘણી ખુશાલ જીન્દગી ગુઝારતા થશે. હવે હું જીવું કે મરૂં એ સૌ સરખુંજ છે.'

અને વધુ બોલે તે પહેલાં તો મેં તેણીનાં નાપાક મોહડાંમાં છુરી ચલાવી દીધી, અને કિસ્સો તમામ!"

જેહાંગીર તો ધ્રુજવા પડયો. તે બોલ્યો:—"તારાં ઇનામ માટે કોઇ બીજી વખ્તે આવજે."

"માફ કરજો સાહેબ! આવા જીવ સટોસટના ધંધામાં વાયદા નહીં જોઇએ. કાંઇ નાની સુની રકમ નથી તે તમે સારી પેઠે જાણો છો. મને રકમ હમણાજ જોઇએ. આવતી કાલે અત્યારે તો હું મુંબઇથી સેંકડો માઇલ દુર ગયલો હોઇશ."

"મેં તુને એક હઝાર આપવા કબુલ્યા હતા."

"સાહેબ, તમે ભૂલો છો."

"શું હઝારથી વધારે?"

"બીન ચે શક."

"તુંજ બોલની કેટલા?" "એક હઝાર તારા જેવા આસામીને કાફનના જેવા છે."

"ખુદા ખુદા કરો સાહેબ. તે બેકુસુર ઔરતનું શું કામ તમોએ ખુન કરાવ્યું છે તે હું બખુબી જાણું છું. તમે કહોછો તેવી નાની સુની રકમને વાસ્તે એક બેગુનાહનું ખુન કરવા—જાણી જોઇ પોતાને મૌતના ડાંચામાં આપવા અને જીવનો રહીને જન્મલગી ધડક ધુજારાની જીન્દેગી ગુઝારવા હું કદીબી કુબુલ થતે કે?"

"અરે ઓ બલાંના ફરજન્દ! તારી વા! મને મુદલ પસન્દ નથી."

"તો પસન્દ કરો-કરવીજ પડશે."

એક હલકો બેબદામનો નીચ બદમાશ પોશાગીર જેહાંગીર જેવા શેઠયા સાથે આવી વાત કરે? બસ તેનાં ભીંગ ફરી ગવાં. તે બોલ્યો:-

"ખબરદાર! ખરડયા પગ ગાલીચા સુધી લાવવાની શોખાઇ ના કર. એવી રીતે બોલવાની તું હિમ્મત કેમ કરે છે?"

"એથીબી વધારે સખ્તાઇથી બોલવાની હિમ્મત કરવાની મારાંમાં શકતી છે."

"એટલે?"

"એટલે જે હું કહું છું તેજ; આપણે બેઉ ગોઠયા છીએ તે તમે ભુલી જતા જણાઓ છો."

"તું ને હું કોણ?"

"વળી કહયુંની કે ગોઠયા–મળત્યા–પેલા કહે તેમ 'આવરે ભાઇ હરખા ને આપણ બન્ને સરખા" કેમ સમજ પડી કે હજી વધારે ખુલાસો જોઇએ છે?"

"શું બકે છે?"

"કહું છું કે આપણે એક બીજાના અભાગ્યા ભાગ્યા એકજ ધંધામાં પડેલા ભાગીદાર."

"હું કાંઇ સમજતો નથી."

"નથી સમજતા મારા મહેરબાન? તો લ્યો, વધારે ખુલાસાથી બોલું. આપણ એકજ રસ્મો રવીશોના છીએ. તમારો રીવાજ દગવાનો છે તો બંદાનોબી દગાબાઝીનો છે. આપ શેઠ ગળાં ફાંસુ છો તો સેવકબી ખુની છે–હર હાલતમાં આપણ એક સરખા બદમાશ છીએ."

જેહાંગીર તો ગુસ્સાથી જલવા લાગ્યો. પણ લાઇલાજ! પેલો ખરૂં જ બોલ્યો હતો, તેના ચીતારવા જેવાજ પોતે હતો એમ તે માનવા લાગ્યો. તેની હાલત દયાજનક થઇ પડી. પેલા મુઝીના પંજામાંથી છટકવા પેલા ચોરેલા બધા 'બોન્ડો' બી આપવા તે એક પગે તૈયાર થયો તે બિલ્કુલ નિરાશ બની ગયો હતો, પણ એકાએક તેને કાંઇ સુઝયું તેને પોતાના દુશ્મન બદને ઉંફાવવાના ખિઆલથી કોઇ હથીઆર હાથમાં લેવાની હિલચાલ કરતો જણાતાંજ, પેલો શખ્સ જેને તે પોતાનો ભાડુતી નોકર સમજતો હતો, તે બોલી ઉઠયો :—

"ખબરદાર શેઠયા! પોતાના હમશરીક સાથે અદાપચારી કરતાં હાથ ભાંજશો અગર તમે શરીફ બદમાશ છો તો તમારો હરીફ બદમાશનો બદમાશ છે એમ યાદ રાખજો."

"બસી મર ત્યારે, તુંને શું આપું કે જેથી સદાનો દફે થઇ જાય?"

"હવે કેવા રસતે આવ્યા? વ્યવહારે વાત. ડાહયાં માણસો તકરારમાં વખત ગુમાવતાં નથી. સાંભલો ત્યારે તમારા ભાગ્યાની ત્રેજરીમાંથી તફડાવેલા રૂા. ૧૭૫૦૦૦ ના જે બોન્ડો તફડાવ્યાચ તેનું આખું 'બન્ડલ' સેવકના હાથમાં સેરવી દેવો અને સલામત રહો!"



# પ્રકરણ ૯ મું.

## મોહું બંધ કરવાની થેલી.

વિક્રાલ વરૂની મોઆફેક જેહાંગીર પેલાનાં આંગપર ધસ્યો, પણ તુર્તજ સામા ધણીએ પોતાની પીસ્તોલના કુંદાનો એક એવો સખ્ત ફટકો લગાવ્યો, કે તે ઘુમરી ખાઈ પાછળ હઠયો!

"કેવા નામચીન નર સાથે કામ પડેલું છે તે તમે બરાબર જાણતા હતે તો આવી નાદાની કરને નહીં. તમે ધારતા હશો એટલો હું બેવકુફ નથી; તમારાં કોતાં કાવત્રાંની ફહેરીસ્ત મારા ગજવામાં પડેલી છે: તમારી હરેક દગાબાઝીથી પુરતો વાકેફ છું: ને વળી ખુન જેવાં પાપી કામમા તમે મારા ભાગ્યા છો તે ભુલવું જોઈતું નથી."

"હું તઆજુબ કરૂં છું કે તારા જેવો એક રખડતો બદમાશ મારી છુપી વાતો કેમ જાણી શકયો હશે!"

"તઆજુબીની હજી તો શુરૂઆતબી થઇ નથી; પણ તકરારમાં કીમતી વખ્ત પસાર થઇ જાય છે. પેલા તફડાવેલા 'બોન્ડો' તમારા કબઝામાં છે, અને તમે ચાહો તો તે ચિથડાં મારાં આંગપર ફેંકી કરારને જીવે ઉંધાઇ જાઓ; આજ પછી તમારા ખુની ભાગ્યા મખ દુમની શકલ ફરી તમે જુવો નહીં."

"પણ 'તેરા કુત્તા મેરી કુલ્હાડી લાયા' જેવું બહાણું કહાડી વળી કાંઇ તકરારપર ઉતરી પડે નહીં તેની ઝમાનત શું?"

"તમે એટલુંબી નહીં સમજી શકતા? 'ભણ્યા પણ ગણ્યા નહીં' મારા સાહેબ, શું કમબખ્તી જાગી હોય કે એક ખુની ખુન

કરીને તેજ ગામમાં તો શું, તેજ દેશમાંબી રહે? તમે મારા હાથમાં પેલા "બોન્ડો" મૂકી દેતો કે કાલે સવારે ઉપડી જતી હાજીઓની સ્ટીમર "મુકદ્દસ"માં મકકા શરીફની હજ કરવા ચાલી જઇશ."

"મારી પાસે 'બોન્ડ' ફોન્ડ મળે નહીં; જોઇએ તો એકને બદલે બે હઝાર આપું."

"બે ને બદલે બાર હઝાર અશરફી આપો તો મારે કામની નહીં; મારો પાક ખુદા એક, પવીત્ર રસુલ એક, ને વચન એક; બસ મારે મોંહડેથી જે નિકળી ચુકુંછ તે લીધા વીના રહેવાનો નથી–મને "બોન્ડ" અને તેબી તમોએ ચોરેલાજ 'બોન્ડ' જોઇએ."

"હમણા તો તું પત; સ્હવારે મારી પાસે આવજે. જા, તું રાજી થાય તેવુંજ કાંઇ કરીશ."

"નહીં; નહી શેઠ; એવું કાંઇ ચાલશે નહીં. હું તમને ઓળખી ચુકયો છું. કાલ કોણે જોઇ છે? કાલ સુધી તો મારૂં કાટલું કહાડવા વળી કોઇ બીજા ખુનીને ઉભો કરશો. વળી મારી પૂઠે પોલીસ લાગેલી છે; મારાં સરપર ચોરી, ખુન વિગેરેના સત્તરસો ઇલઝામો લટકેલા છે. કદાચ આ ઘડીએ આ કમરાની બાહેર પોલીસ મારી શોધમાં ઉભી હોય તો નવાઇ નહીં. હા જો તેમ હોય તો સેવક તમને આબાદ સપડાવી સફાઇથી સટકી જાય."

"પણ—આ ઘરમા મારી પાસે કાંઇ નથી."

"ત્યારે જ્યાં હોય ત્યાંથી લાવો."

"જા, ભલા આદમી જા; રાતની વખ્તે શું વાત કરૂં? તું સ્હવારે આવજે."

"નહીં બનશે. તમે જાણો છો કે હું એક ખુની છું; કોઇબી પળે ઝીલાઇ જવાની ધાસતીમાં જીંદગી ગાળું છું."

પાપી હૃદયાંનો ડંખ કેવો હોય તે હવે જેહાંગીર સમજવા લાગો. પેલા ખુનીના પંજામાંથી છુટવા તેની માંગણી કબુલ કરવાની અણીપર હતો, લેકીન તેને ખિઆલ આવ્યો કે ચોરેલા 'બોન્ડ' આપવામાં જોખમ હતો. અગર તે વટાવતાં ખુની કે તેનો કોઇ મળત્યો સપડાઇ જાય તો મોંકાણજ મંડાઇ! પોતાના બચાવમાં ઝુરૂર તે બદમાશ તે ચીથરાં આપનારનું નામ ઝાહેર કરે અને પરીણામમાં તે સપડાઇ જાય એવી તેને વાજબી રીતે ધાસ્તી લાગી, તેથી પોતા પાસે બીજા રૂ. ૩૫૦૦૦)ના "બોન્ડ" હતા તે આપી પેલાને પતાવવાનો મનસુબો કીધો. તે બોલ્યોઃ-

"હાલ તુરત મારી પાસે રુ. ૩૫૦૦૦)ના 'બોન્ડ' મઉજુદ છે, જો તે લઇને કાબુ કરવા રાઝી હોય તો અબઘડી તારા હાથમાં મૂકીશ."

"નહીં મામાના કાણા મામા.' એબી મનઝુર, હવે બામદાદ થવા આવી છે, એટલે મારે જલ્દી દફે થવું જોઇએ. મેં કેવો જોખમ ખેડી તમારૂં પાપી કામ બજાવ્યું છે તે તો મારો જીવજ જાણે છે. સ્હવાર પડતાંજ પેલી ગુમ થવાની બુમ પડશે. અને સાથેજ તેના ખુનીની શોધમાં મુંબઇની આખી પોલીસ ફઓજ બાહેર પડશે તેનો તમને સ્વપ્નેબી ખીઆલ નહીં હશે."

"એમ કાંય વારૂં?"

"તો તમને મેં પહેલાંથીજ કહ્યું હતું નહીં કે તે તો પેલી જાણીતી 'મડમ દિતેકટીવ' હતી. કે જેનું જાણી જોઇને તમે મારે હાથે ખુન કરાવ્યું."

"પણ તારો ભોગ બનેલી અઓરત 'મડમ દિતેકટીવ'જ હતી એમ તું શા પરથી કહે છે?"

"જરા મોહડું સંભાળીને બોલો. તે મારો નહીં પણ તમારો ભોગ હતો. પણ મરવા દેવો–બધી વાત જહન્નમ ગઇ; તમે કબુલેલા પૈસા તોલો. પછી સ્હવાર પડયા બાદ પોલીસ છે ને તેનો ધંધો, ગમે તે કરીયા કરે. કદાચ મચ્છીઓએ ભક્ષ નહીં કીધો હશે તો દર્યાના ઉછળતા મોજાઓએ અત્યાર અગાઉ તો તે મરનારની લાશને કિનારે લાવી નાખી હશે, ને જેવી કોઇની નઝરે તે પડશે તેવી મારી અને મારા ભાગ્યા તરીકે તમારી કમબખ્તી જાગેલી જાણજો."

જેહાંગીર પાસેના ઓરડામાં ઘુસ્યો અને તેનાં બારણાં બરાબર બંધ કરી લીધાં.

પેલો ખુની મખદુમ જેહાંગીરની પાછળ જતો જણાયો. તેણે પોતાનાં જેબમાંથી એક અજીબ કિસમનું નાનું યંત્ર ખેંચી કહાડી પેલાં બારણાંની કળમાં ખોસ્યું.

થોડીક પળ વિત્યા બાદ તે ખુનીએ પેલું યંત્ર પાછું ખેંચી લીધું અને જે ઓરડામાં જેહાંગીર તેને છેલ્લો છોડી આવ્યો હતો ત્યાં પાછો જઇ આગળ મોઆફિકજ ઉભો રહ્યો.

બીજી એક પળમાં જેહાંગીર દરવાઝો ખોલી બાહેર આવતો દેખાયો. તેના હાથમાં કેટલાક 'બોન્ડો'નો ચોડો હતો. તેણે મખદુમ પાસે આવતાંજ કહ્યું. "ચાલ ત્યારે હવે, આએ 'બોન્ડો' તુને આપું તો તું અબઘડી મુંબઇથી ઉઠાગરી કરી જશે?"

"હા; કાંય નહીં!"

"તું કસમ લઇ એમ કહેશે?"

"સાહેબ, તમે જબરા ભોળા છો, ભોળા! વળી કોઇ ખુનીબી કસમ ખાતો હશે? ને તેના કસમપર વિશ્વાસ કેવો? તેના સોગંદનો વઝન શું?–તેનો ભરૂસો કેવો? જે કાંઇ કરવાનું છે તે એજ કે તમારો કબોલ પાલી નાણું આપી દો, અને મારાં વચનપર વિશ્વાસ રાખો કે ખુનનાં કામમાં તમે કદી સંડોવાશો નહીં."

"તે કાંઈ હું સમજતો નથી; તું કસમ લે."

"તે બનશે નહીં—તમારા 'બોન્ડ' તમારીજ પાસે રાખો. હું એક એવી છુપી વાત જાણુંછ કે તે વડે વગર માથાં કુટે તમો આપવા માંગો છો તે કરતાં બમણી રકમ મેળવીશ."

જેહાંગીર ગુંચવાવા લાગ્યો કે હવે શું કરવું? તે બોલ્યોઃ—"લે, તારાં કપ્પાળમાં ડામ દેઉંછ, તું એક બદમાશ ખુની છતાં તારી પર ભરૂસો રાખીશ."

પણ અરે! આ શો ચમત્કાર? એક પળ પહેલાં જે શખ્સ પેલા 'બોન્ડ' પડાવી લેવા તલપાપડ હતો તેણે કાર કેમ મરડી? એબી એક અજાયબીજ તો! તે બોલ્યોઃ—'રહેવા દેવો તમારી પાસે, કાલે સ્હવારે હું તમને મળીને એ બાબતનો મન માનતો નિવેડો લાવીશ."

"નહીં, નહીં; એ 'બૉન્ડો' તુ લે; મેં તુંને વચન આપ્યુંછ, અને તે વચન હું પાળીશ."

આનાકાની સાથે પેલા 'બોન્ડો' લઇ જતાં જતાં તે બોલ્યો—"હવે હું રૂખસત લઇશ."

"હું આશા રાખું છું કે ફરીથી તું દેખાવ દેશે નહીં."

"ફરી એક વાર આપણને મળવાની સરજત છે; ત્યાર પછી આપણે કદી એક બીજાને મળીશું નહીં."

ઉપલો ઉડાવનારો જવાબ આપી મખદુમ ત્યાંથી મઆદુમ થયો—ગુમ થયો—ચાલી ગયો.

પણ ખરેખર તે ત્યાંથી ગુમ થયો ન હતો. થોડેક છેટે જઇ ઊંચા ઘાસના સીનામાં સંતાઇ અલેટાઇ ગયો. હજી કાંઇ કામ કરવાનું બાકી હોય, કોઇને જોવાની રાહ તકતો હોય, તેમ તે ત્યાં છુપાયો.

## પ્રકરણ ૧૦ મું.

### કર ને જો.

હજી સ્વાર પડવાને ત્રણ કલાક બાકી હતા. પેલો ખુની મખદુમ પોતાની છુપાવાની જગ્યાથી ઊઠયો, અને પાછો પેલાજ મકાન તર્ફે ધીમે કદમે ચાલતો થયો, અને જેહાંગીરના જે ઓરડામાં રૌશની દેખાઈ હતી તે ભાગ ભણી ગયો.

સર્વ શાંત અને અંધકાર હતું.

તે ખુની પાછો આગળે બારણે ગયો અને પોતાં પાસેથી ચોકકસ હથીઆરો કહાડી તેના ઉપ્યોગથી વગર ગરબડે એક નીચી બારી ખોલી તે વાટે મકાનમાં દાખલ થયો, અને જે ઓરડામાં જેહાંગીર સુતેલો હતો તેની બાજુનાં ઓરડા પાસે જઇ પોતા પાસેના જાદુઈ અસર ધરાવતાં અઉઝારોની મદદથી તેનો દરવાઝો ખોલ્યો

અને તે અંદર દાખલ થયો. ત્યાં પોતાની કોથળીમાંથી કેટલીક ચીઝો કહાડી કાંઈ કરતો જણાયો અને ત્યાર બાદ ગુપચુપ જેહાંગીરના ઓરડામાં ઘુસ્યો. જ્યાં તે ભર ઉંઘમાં પડેલો હતો.

પેલો ભેદી ચોર છેક બિસ્તરની નઝદીક ગયો, અને એક રૂમાલપર કાંઇ પાણી જેવી રંગ વગરની દવાનાં થોડાંક ટીપાં છાંટી પેલા ઊંઘમાં પડેલાનાં નસ્કોરાં આગળ તે ધર્યો.

પોતાના ભોગને બેભાન થયલો જાણતાંજ તેણેં તેનાં મોહડાંમાં ડુચો દાબ્યો અને હાથોમાં બેડી ઠોકી દીધી, તથા તેના પગ પલંગના કઠેરા સાથે બાંધી લીધા.

ઉપર મુજબ બધી વાતે તેને લાચાર બનાવી તે ઘરફાડુએ પોતાનું ચોર ફાનુસ કહાડી તે ઓરડાની બારીક તપાસ લેવા માંડી અને પરિણામમાં તેની મહેનત સફળ થયલી જણાઇ. ચોર ફાનુસની ભભુકેદાર રોશનીના તિક્ષણ કીરણો ઝમીનના ચોકકસ ભાગપર પડતાં ત્યાં એક જુની ચટાઇ પાંથરેલી જણાઇ. પેલા ચોરે તે સાદરીનો ટુકડો ખિસેડતાંજ જોયું કે તેની નીચેનો ગાલીચો ત્રણ ગમથી અકેક ગજને શુમારે કાપેલો હતો. જાણે એક સંદુકનું ઢાંકણું હોય તેમ તે ગાલીચાને ઉથલાવતાં નીચે પાટીઆં જણાયાં જેને એક તર્ફ મિજાગરાં અને બીજી બાજુ કુંચીનું કાણું હતું. પોતા પાસેના જુમખામાંથી એક ચાવી ફેરવતાંજ તે ફાલકું ઊઘડી ગયું, અને નીચલા ખાડામાં એક નાનું કલમદાન નઝરે પડયું. તે નાનકડી પેટી પર ફાનુસનાં કીરણો પાડી ધ્યાનથી એક મિનીટ જોયા પછી તે મુછમાં હસતો દેખાયો.

"ચોરને ઘેર ચોર પરોણો!" તે બડબડયો. વળી એક કુંચી લગાડી કે તે પેટી તેની સામે ખુલ્લી પડી અને તેની ખુશાલી

વચ્ચે સંખ્યાબંધ કાગળો સાથે પેલા 'બોન્ડો'નાં બંડલો તેનાં હાથમાં આવી પડયાં.

"હવે એક મીનીટ પણ ખોહવી જોઇતી નથી" એમ બબડી તેણે તે કલમદાન બંધ કરી દઇ ઘરમાંથી છાનુંમાનું ચાલવા માંડયું.

બીજીજ સહવારે જેહાંગીર પોતાની પહેડીપર મામુલ કરતાં મોડો આવેલો જણાયો.

એક રાતમાં તેની ઉમર જાણે વીસ વરસ વધી ગઇ હોય તેવો તેનો દેખાવ હતો.

તેના બીજા ભાગ્યા કાવસજીએ તેના ચેહરાનો ફેરફાર જોઇ કહયું:-"કેમ ભાઇ જેહાંગીરજી શું છે? આજે ચહેરો કુમલાયલો-ફગલાયલો-કેમ? જીવને સારૂં નથી કે?"

"રાતે ઝરા ઊંઘ નહીં આવી." ટુંકમાં તેણે પતાવ્યું. થોડોક વખ્ત પહેડીપર બેસી-બે ચાર ચોપડા વગર જીવે આમ તેમ ઊથલાવી જેહાંગીર પાછો બાહેર પડયો.

દસ મિનિટ પછી 'મડમ દિતેકટિવ' દાખલ થઇ.

"કર ને જો વાળી કહેવત જોડનારની જેટલી તારીફ કરીએ એટલી થોડી છે. આખીર સત્યનોજ જય છે" તેણી કાવસજીના ઓરડામાં ઘુસતાંજ બોલી.

"ચોર સપડાયો કે?" કાવસજીઆએ હરખાઇને પૂછયું.

"ચોર ને ચોરીનો માલ્લ઼ બધા 'બોન્ડો' અનામત છે."

"શું 'બોન્ડો' તમે લઇ આવ્યા?"

"એમજ સમજો કે મારા હાથમાં સલામત છે."

"ત્યારે અંતે ફિરોઝ માદને પોતાના ગુનાહનો ઇકરાર કીધો ખરો—વાંક કબુલ્યો ખરો?"

આ સાંભલી પેલી હસી પડી; લેકીન કાંઇ બોલી નહીં.

"તમે મોઘમમાં બોલો છો; હું ધારૂં છું કે તમે કાંઇ ખુલાસો કરવા માંગો છો?"

"ખુલાસો—અને તેબી એક લંબાણ ખુલાસો."

"હું તે સાંભળવાને આતુર અને તૈયાર છું."

પેલી પંજાબથી આવેલી જેહાંગીરની સગી કહેવાતી ઔરત માત્ર ઝોહરા નામની જુદદીન વેશ્યા નાટકકાર હતી. જેની સાથે તેણે 'સીવીલ મેરેજ'ના કાયદાથી લગન કીધાં હતાં—જો કે તે વકતે તેની પારસણ પરણેતર હયાત હતી, વળી તે પરણેતરને કેવી રીતે કયદ રાખી હતી, પોતે આયાના વેશમાં ઝોહરાની નૌકરીમાં રહી તેને તેના કહેવાતા ધણી અને મળતીઆ કુમારબાઝને કેવાં હંફાવ્યાં હતાં જેહાંગીરે તેણીનું ખુન કરવા એક બદમાશને રોકયો હતો તેનો પોતે જ્વો ઘાટ ઘડયો હતો અને તેનો વેશ ધારણ કરી બદીની બદમસ્તીમાં બેબાન અને આંધળા બનેલા જેહાંગીરની મુલાકાત લઇ 'બોન્ડ'ની માંગણી કેમ કરી હતી; ફરીથી છુપી રીતે તેના ઘરમાં ઘુસી તેના હાથ પગ બાંધી ખરા 'બોન્ડો' કયાંથી મેલવ્યા હતા તે જોઇને ખાતરી કરી લીધી હતી વિગેરે તમામ બાબતનો ખુલાસો તેણી વિસતારીને કરતી હતી તે હુર-પરીઆંનાં હવાઇ કીસ્સા જેવું

લાગતું હતું. તે દાસતાન પુરૂં થયું નહીં એવામાં જેહાંગીર પોતાના વડા ભાગ્યાના ઓરડામાં આવી ઉભો. તે પહેલાં કાવસજી નીચલું બોલતાં સંભળાયા હતાઃ—

"ફિરોઝ માદન જેવો ભલો છોકરો એવું નીચ કામ કરે એ પહેલાંથીજ હું માનતો ન હતો અને તે ખરૂંજ પડયું; પણ અફસોસ! જેને તમે ચોર તરીકે ઝાહેર કરો છો તે...."

ટુંકમાં કુવરજી, કાવસજી, જેહાંગીર, અને 'મડમ હિતેકકિવ' સઘળાં એક માંહેલાં ઓરડામાં જઇ મસલેહત ચલાવવા બેઠા.

જેહાંગીર પગે હાથે પડી માફી માંગવા લાગ્યો, જે ભલા ભાગ્યાઓએ મોટા દીલે બક્ષી, અને તેને ભાગમાંથી છુટો કીધો, તે સાથે નાણાંની બક્ષેસ કરી સમજાવ્યો કે પોતાની હમદીન હકદાર ઔરતને લઇ તેણે ચીન, જાપાન, કે અમેરીકા કેહેંબી નીકળી જવું, જે તેણે આહેસાનસાથ માન્ય કરી કબુલ્યું કે જુદદીન જુસરી ગળે ઓળવીને તે આવી બદીમાં ફસયો હતો, જે માટે તે હવે પોતાને કદીઆ દીલ પસતાતો હતો.

એ અરસામાં ફિરોઝને છૂટો કરવામાં આવ્યો હતો. તે નિર્દોષ હતો એવું ઝાહેર કરી તેની સામેનો મુકદમો ખેંચી લેવામાં આવ્યો હતો.



# પ્રકરણ ૧૧ મું.

## અંજામ.

છેલ્લાં પ્રકરણમાં વર્ણવેલા બનાવની બીજે દીને બાહાદુર 'મડમ દિતેકટિવ' ચોરાયલા 'બોન્ડો'નું બન્ડલ બગલમાં મારી કુંવરજી કાવસજીની કું૦ ની પહેડીપર આવી, અને તે અમાનત તેઓની ટેબલ પર ખુલ્લી મુકી. દુલ્લાં દિલના પારસી ખવાસ મુજબ દશ હઝાર રૂપ્યાનું ઇનામ આપતાં બંને ભલા ભાગ્યાઓએ તેણીનો આભાર માન્યો.

ત્યાંથી નિકળેલી 'મડમ દિતેકટિવ' સીધી પોલીસ કમીશનર પાસે જઇ પોતે પાર પાડેલાં કામની વધાઇ સાથ પોતાનું રાઝીનામું પેશ કીધું, જે જોઇ તે ભલો ઇગ્રેઝ લાગણી સાથે બોલ્યો: "તમારાં જેવાં એક બાહોશ ઇંગ્લીશ 'બાનું દિતેકટિવ'ને ખોહવાથી હું ઘણો દિલગીર થઇશ, માટે બીજાં બે ચાર વરસ તોડી પાડી પાંચ પૈસા જમા કરી વિલાયત ગયલાં જોવાને હું અતીઅંત ખુશ થઇશ."

"સાહેબ, આપ એક ઉમરાવ ખાન્દાનના નબીરા છો તેથી આપની લાયકી અને આવી મહેરબાની બતાવો છો જેનો આભાર માનું છું; લેકીન બતંગ હાલતમાં આવી પડવાથીજ આવી જોખમ ભરી જીન્દેગી મેં પસન્દ કરી હતી, પણ હવે પાક ખુદાની મહેરથી મને જે કાંઇ મળ્યું છે તે પર શુક્રાના કરી કોઇ બીજા આબરૂદાર ધધામાં ગુંતાવાનો મારો ઇરાદો છે. નાઝુક બૈરાંને લાયક આ ધંધો નથી. ચોર, લુચ્ચા, દગાબાઝ, ઠગ, ખુની વિગેરે બધા શયતાનના

સાથીઓ સાથે કામ પાડવાનું એક અબળા માટે કેટલું કઠીણ છે તે આપ સમજી શકો છો."

"લાચાર! તમારી દલીલ બિલ્કુલ દુરોસ્ત છે! હું વધુ ખ્હોંસ કરી શકતો નથી. જ્યાં જાઓ ત્યાં સુખી રહેજો."

"સાહેબ-બેઅદબી જો માફ કરો તો એક અર્ઝ કરૂં?" પેલીએ કહ્યું.

"બોલો-બોલો! આજથી આ ઘડીથી તમે મારાં એક હાથ-તળેનાં મદદગાર નહીં પણ બરાબરીના મિત્ર છો. બોલો."

"મારી જીન્દેગી ભેદી છે; મારા ભેદથી તમો નામવર બે-ખબર છો; તે ભેદ ખુલ્લો કરી મુરબ્બી જેવા તમો મહેરબાનને મારી હાલતથી વાકેફ કરવા માંગુ છું."

તેઓ બન્ને વાતે બેઠાં. અને 'મડમ દિતેકટિવે' પોતાની જીન્દેગીને લગતો છુપો અહેવાલ પોતાના ભલા વડાને સમજાવી તે બુઝોર્ગની ભલી અદાઓ સાથ ત્યાંથી રૂખસત લીધી.

*     *     *     *

બીજી સહવારે 'મડમદિતેકટિવ' પોતાની કોઇ સગીને મળવા પૂણે ચાલી ગઇ; પણ જતી વેળા ન ફિરોઝને મલી કે ન એક અક્ષર લખી પોતે કયાં જતી હતી તે જણાવ્યું. આગલે દિવસે ફિરોઝ સાથ થયલી વાતચિત દરમ્યાન રહેજ એટલોજ ઇશારો કીધો હતો કે તેણી કોઇ ઇંગ્રેઝ મડમ નહતી પણ ધંધાને સર તેણીએ 'મડમ'નું નામ અને વેષ ધારણ કર્યાં હતાં. તેણીની ભલાઇથી તેનું મન તેણી તર્ફ ખેંચાયલું તો હતુંજ તેમાં વલી આ નાની સરખી ચિણગારી

પડતાં તેમાં કાંઇ ઓરજ જોત પ્રદર્શીત થઇ હતી. વાટ જોઇ જોઇને અને તે 'દિતેકટિવ' ખાતામાં તેણીની ખોળ કરવા ગયો તો જણાયું કે તેણી તો નૌકરીનું રાઝીનામું આપી ચાલી ગઇ હતી-પણ કયાં તે કોઈ કહી શકતું નહતું.

હવે તે નાસી ગયલાં પંખેરાની શોધમાં ફિરોઝ 'દિતેકટિવ' બન્યો; ગોયા 'મજનુ' બનીતે 'લયલી'ની શોધમાં નિકળવાનો ઠેરાવ કીધો. જેણે તેનીપર આટલો બધો ઉપકાર કીધેલો, અને જેની મોહબતમાં છુપી રીતે મુબતેલા બનેલો તેની ગમે તેવી હાડમારી ભોગવી નિશાની મેળવવાનો તેણે નિશ્ચય કીધો. મોહલ્લે મોહલ્લે અને ગલીએ ગલી ફર્યો બલ્કે વ્હેમ પડયો તેવાં ઘરોમાં ડોકયું કરવાને પણ ચુકયો નહીં; પણ અફસોસ! તેણીનો પત્તોજ નહીં! પોલીસના વડાની તેણે મુલાકાત લીધી, જેણે પુણાનો સ્હેજ ઇશારો કરતાં તે ઉમંગી જવાન ત્યાં ઉતરી પડયો; પણ એ દિવસની શોધ પછી નાઉમીદ બની મુંબઇ પાછો આવવા નિકળ્યો. મધરાત પછી મધરાસ મેલમાં તે ઉપડી જવા સ્ટેશનપર આવ્યો હતો, તે વેળા એક સેકન્ડ કલાસના ડબ્બામાં એક જાલીનો બુર્કો નાખેલી મડમ ધુસતી જણાઇ. તેણીની ચાલચલણ, રીત ભાત, બિલકુલ 'મડમ દિતેકટિવ'ને મળતાં હતાં. હિમ્મત રાખી ફિરોઝ તેણી પાસે ગયો ને બોલ્યો:—

"બાનું; હું ભૂલતો નહીં હોઉં તો તમે પેલાં મુંબઇવાળાં 'મડમ દિટેકટિવ' છો નહીં? તમે મને તમારા ઉપકારમાં એટલો ગર્ક કીધો છે કે જન્મ સુધી તેમાં ડુબેલો બાહેર નિકળી શકીશ નહીં."

"માફ કરજો સાહેબ, પણ તમે કાંઈ ભુલ કરતા જણાઓ છો—કોઇ બીજાંજ આસામીને બદલે મને થોકી બેસાડવાની રમુજી

ભુલ કરતા દેખાવ છો. મેં આજ લગી તમને જોયલાજ નહીં તો પછી તમારીપર ઉપકાર ને એહસાન તે કયાંથી કરૂં ?"

આ વાતચિત ચાલતી હતી તેવામાં એક દહાડી મુછ વિનાનો ખુબસુરત જવાન તેજ ડબ્બા આગળ આવી મુંછમાં હસી મઝાહ મેળવતો ઉભો હતો.

"શું તમે મને એટલાં જલ્દી ભુલી ગયાં? મુંબઇ છોડતી વકતે ઝરા મને મળીને તો જતે યા બે બોલ લખી મોકલવાની તો તકલીફ લીધી હતે? હું આજ દિવસો થયા તમારી શોધમાં ફરૂં છું; આજે ભોગ ચોઘડીએ તમારી મુલાકાત થઇ તો જેમ શકુન્તલાને દુશયંત રાજા ભુલી ગયો હતો તેમ તમે બાગ બજાવતાં લાગો છો, તેથી હું અજબ છું!"

"અજબ થવા જેવું કાંઇંજ નથી," પેલો પાસે ઉભેલો જવાન બોલ્યો.

ફિરોઝ તો જાણે પરસ્તાનમાં ભુલો પડયો હોય તેમ વારા ફરતી પેલી 'મડમ' અને પેલા જવાનને ટિકી જાણે ઘેલો બની ગયો હોય તેમ ઘડીમાં હસતો, ઘડીમાં આંખો ચોળીને જોતો ઉભો.

પેલો જવાન ફરી બોલ્યો "આ બાનુ તમને મુદલ ઓળખતાં નથી મી૦ ફીરોઝ, પણ સેવક તમને સારી પેઠે ઓળખે છે."

અજાયબીપર અજાયબી! તે જવાનનો સાદ ઓળખીતો લાગ્યો, સ્હેજ સહાજ ચ્હેરો પણ ધ્યાનમાં આવ્યો, પણ તે કોણ હશે?

ગાડી ઉપડવાનો વખ્ત થયો; ઘંટ વાગ્યો, અને ગારડે 'ઓલ રાઇટ' કહી સીસોટી વજાડી તેજ પળે પેલો જવાન બોલ્યો:-

"ફિરોઝ માદન! બેસી જાઓ; આપણે રસ્તામાં નિરાંતે વાત કરીશું."

તેઓએ બેઠક લીધી નહીં એટલામાં ટ્રેન ચાલવા માંડી.

"મી૰ ફીરોઝ મારી સુરત ધ્યાનથી જુવો. આ બાનું નહી પણ જે 'મડમ દિતેકટીવ'ની શોધમાં તમે નિકળ્યા છો તે સેવક પોતેજ છે" એમ કહી પેલાએ ઉપલાં પ્રકરણોમાં વાંચી તે વાતોની સિલસિલા બંધ નિશાનો આપી કહ્યું કે "આ બાનુ મારાં બહેન છે."

"ઓ! ત્યારે હું મળતા ચ્હેરાનો ભોગ બન્યો!"

સહેજ હસતાં ફિરોઝ બોલ્યો "તમે ત્યારે હમણા લગી મારી ઠેકડી કરાવી મોજ મેળવતા હતાં કે?"

"તમે નોકરીથી ફારેગ થવા છતાં એક અબળાનો, ભૂલતો નહીં હોઉં તો તમે એક ઝરતોસ્તી છો, તો પારસી અબળાનો, નાઝુક બદન સોભાવનાર સાડી સાથનો પોષાક સજવાને બદલે આ ફરંગ ગોટલાનો વેશ કાં લીધો? ને મને જોવા છતાં આટલો વખત ઉલ્લુ કાં બનાવ્યો?"

"પણ હવે તમને ને મને લાગેછ વળગેછ શું? મારી જે ફરજ હતી તે મેં અદા કીધી."

"ત્યારે વધુ શું કહેવા માંગોછ?"

"તેનું કારણ તમે અટકળી શકતાં નથી?"

"હું કોઇ પીર થોડોજ છું."

"બસ, હવે તમારા ઢોંગ ધતુરા છોડો, એક ઔરત ઝાત બીજાનું મન પારખવામાં ચપળ હોય છે, તો તમારા જેવી બાહોશ બૈરી નહીં સમજે એ માનવા જોગ નથી." ફીરોઝે વધાર્યું.

"હું બૈરી ? તમે શું ગોતાં ખાવોચ ? ચાલો આપણે સામેની સીટ પર બેસી આ બાનુ સાંભળે નહીં તેમ વધુ ખુલાસાથી વાત કરીશું."

ફિરોઝ ખુશ થતો જણાયો.

કેટલીક વાતચીત પછી ફિરોઝ બોલ્યો:-"હું તારા પ્યારનો પ્યાસો છું, બોલ મારી થશે કે ? હવે હું મારા શેઠોનો ભાગ્યો બન્યો છું, તુંને એક રાણી બનાવી રાખીશ. હવે ઢોંગ ધતુરા કરી જલેલા જીગરને વધુ ના જલાવ."

"તમે મારા ભાઇ જેવા છો, અને મારા ભાઇ તરીકે હમેશા તમને ગણીશ; એવી ઘેલી ગાંડી વાત શું કરોછ ?"

ફિરોઝ નિરાશ બની ગયો. તે ઊંડા વિચારમાં ખામોશ બેઠો.

વલી પેલીએ છેડ કાધી. "તમે ભણેલા ગણેલા ખાન્દાની વેપારી ગ્રહસ્થ એક રખડતી જાુદદીન અઉરતના પ્યારમાં !"

"અફસોસ ! ત્યારે તમે ઝરતોશ્તી હોવાનું કહેલું તે ખોટુંજ કે ? ઓ સિતમગર ! બસ મારૂં જીગર જખમી થઇ ચુકયું. એક તર્ફ પ્યારની અંગાર અને બીજી બાજુ પ્યારો મઝહબ ! આગમાંથી વનમાં જાઉં છું તો તેમાંબી આગ ! બસ, હવે અહીંથી મુંબઇ જાઉં તે પહેલાં થાણાની દીવાનશાળામાં મને મૂકીનેજ જજે !"

ફિરોઝની હાલતપર હવે પેલાને દયા આવતી જણાઇ. તે બોલ્યો:-

"ભાઈ ફિરોઝ! હું અને આ મારાં બહેન અમારાં મરહુમ માતાજીને પેટે એકજ દિવસે અવતરેલાં જોડયાં બાળક છીએ, અને સાચો ઝરતોસ્તી ધર્મ પાળનારાં અસલ ખુનું લોહીવાળાં પારસી છીએ, અને તેની ઇશ્વાણી તરીકે અમારાં શરીરોપર પવિત્ર સુદરેહ અને કુસ્તી મૌજુદ છે. એક વધુ ખુલાસો અને કિસ્સો ખતમ. તું ધારે છે તેમ હું એક ઔરત નહીં પણ તારા જેવોજ મર્દ છું-મારૂં નામ મીનુ ને મારાં બહેનનું મનીજેહ છે. તારી ભલમનસાઇ અને સાહાઇ, તારી ઇમાનદારી અને દાનાઇ જોઇ ત્યારથી મેં વિચાર રાખ્યો હતો—ના, ઠેરાવ કીધો હતો કે તું મારી બ્હેનનો એક લાયક ભરનાર બનશે. મનીજેહને એ બધી વાત જણાવી તેણીની રઝામંદી મેળવી છે. ચાલ હવે તેણી સાથે તુંને મેળવું."

ટુંકમાં સારૂં નકકી થયું.

હવે ફિરોઝની બોલવાની વારી આવી તે બોલ્યો: "મારાં માતાજીની પરવાનગી અને બ્હેન ફ્રેનીના મરઝીથી તુંને મારો બહેનવી બનેલો જોવાને આતુર છું."

"ને મારીબી એજ આર્ઝુ છે" ટુંકમાં મીનુએ કહ્યું.

વાત કરતાં રાત—અને સાથે લાગી લાંબી વાટનો અંત આવ્યો. મુંબઇ પૂગી સૌ સૌને વગે સગે થઇ ગયાં.

× × × ×

થોડાક દિવસનાં ગાળા પછી "મુંબઇ મજાહ"માં નિચલાં બે લગનો વંચાયાં (તમ્હે મશ્કો લગાડીને લખોછ, મુંબઇ મજાહમાં લગન છપાતાંજ નથી—**અ. મું. મ.**)

"મીનુ હેરમજદયાર ફોજદાર ઊં૦ વ૦ ૨૬ તે ફ્રેની ફરીદુનજી માદન સાથે ઊં૦ વ૦ ૨૪. અને ફિરોઝ ફરીદુનજી માદન

ઊં૦ વ૦ ૨૮ તે મનીજેહ હોરમજદયાર ફોજદાર સાથે ઊં૦ વ૦ ૨૬."

ખુલાસાના છેલ્લા બે બોલ.

ખા૦ બા૦ હોરમજદયાર ફોજદાર કાઠીઆવાડમાં ઇંગ્રેજ સરકાર તર્ફના ધાડપાડુઓને પકડી સજાએ પહોંચાડવાનાં કામપર હતા. તેવણ ઘણા બહાદુર, ચાલાક, અને, મીલનસાર અમલદાર હતા.

તેમનાં સુશીલ ધણીઆની જોડ બાળકોનો જન્મ આપી વર્ષો અગાઉ રાજકોટમાં મરણ પામ્યાં હતાં. ખા૦ બા૦ હોરમજદયારે પોતાનાં બાળકોને ઉંચ કેળવણી આપવામાં કશી કચાસ રાખી નહતી. મીનુચ્હેરને છુપી પોલીસનો હુન્નર સંપાદન કરવા તેમણે મોટા લાગવગથી લન્ડનના સ્કોટલેન્ડ યાર્ડમાં તાલીમ લેવા મોકલ્યો હતો, પણ તે પાછો ફરે તે પહેલાં કમનસીબે તેવણ કોઇ ખુનીનો ભોગ બની મરણ પામ્યાથી મનીજેહ પુણામાં પોતાનાં માસીને ત્યાં જઇ રહી હતી.

મીનુ વિલાયતથી સ્ત્રીનો વેશ ધારણ કરીનેજ મુંબઇ આવી 'ડિટેકટિવ' ખાતાંમાં જોડાયો હતો, પોતે ઓરત નહીં પણ મર્દ– ઇંગ્રેજ નહીં પણ એક ખાન્દાની હોવા વિશેનો ખુલાસો તેણે નોકરી છોડી જુદા પડતી વખતેજ પોતાના વડા મી૦ પોલીસ્ટનને પણ કહયો હતો.

વાંચનાર જીશાન, આ કિસ્સો તારી પસન્દીગી પામશે તો મને પુરનો બદલો મલેલો માનીશ–સાહેબજી!

**સમાપ્ત.**

## "ખુફીઆ ખંજર!"નો વધારો:

# બદ્દ્મઆશ.



સેવકનાં મગઝમાં તો ભેજાને બદલે ભૂસું ભરેલું જણ્યું છે, પણ મારો મિત્ર દાકટર મંચી મારી મદદે આવ્યો છે. તે જેમ લખાવે છે તેમ-બિલા કમોકાસ્ત-કાંઇ પણ વધઘટ વગર-બોલેબોલ ટપકાવી લઉં છું. ઝરા ધ્યાનથી સાંભલજો:—

"મારૂ નામ દાકટર મંચેરશાહ છે. મેં એમ. ડી.ની ડિગ્રી મેળવી છે. હું પૈસાને પૈસો ગણુતો નથી હા, ખરાર! બહાડ કાપના કામમાં મારી બરાબરીનો વર્કે જેહાંપર- દોરંગી દુન્યાના સફાપર-શોધ્યો શાસ્ત્રવૈદ્ય કે ફ્સ ખોલનાર જર્રાહ મળનાર નથી. બિરાદર માદન, મારા દાકટરી પેશાની રૂએ મને તરેહવાર કિસમના અનુભવો મળ્યા છે, તેમાંથી માત્ર નમૂના તરીકે ફકત એક કહી સંભળાવીશ. સાંભળ:

### બદ્દ્મઆશનું દાસ્તાન.

હું નામી ગિરામી હકીમે હાઝેક-કુશળ વૈદ્ય—અને નામાંકિત દાકટર છું એ વિષે તો હવે કોઇને શકજ નથી. તે તો તમે જાણો છો. મારા ધંધાની રૂએ જેમ નાડ જોઇ દર્દીના દુ:ખોની પિછાણ કરી શકું છું-તેમજ મારા બહોળા અનુભવવડે લોકોની મુખમુદ્રા જોઇ-સિફ ચ્હેરાપરની નિશાનો જોઇ તે માણસના ગુણદોષ પણ પિછાણવાની

કમ:લ શકિત ધરાઉં છું–મારી એ શકિતનો અભ્યાસ વધારવા મારો ફાઝલ વકત મારા ધંધાની સીમાની મારા પેશાની હદની બાહેર પણ મને કેટલીક વેળા ગુઝારવો પડે છે, તે મુજબ એક દિવસ હું ફઉજદારીના સદર નાઝિમ–પોલીસ કોર્ટના મેજીસ્ત્રેટ–ની કોર્ટમાં ઠસી બેઠો. તે વેળા એક મોટી ચકચાર વાળો મુકદમો ચાલતો હતો. વાદી અને પ્રતીવાદીઓના ધારાના હિમાયતીઓ જાણે વાઘ કે સીંહ હોય તેમ એક બીજા તર્ફ ઘુરકતા હતા. વલી બાર બાહોશ ગૃહસ્થોની એક જુરી પણ જમા થઇ હતી; ને સઉથી નવાઇ જેવું તો એ હતું કે વાદી–પ્રતિવાદી ગવાહ–સાક્ષી. વકીલ, 'જુરી દરેકે દરેક ઝરતોસ્તીજ! ઝરા ચશ્મો લુછીને ચઢાવ્યો, ને હું તડો બની બેઠો. જે શખ્સને બંધવા તરીકે શાક્ષીના પિંજરાંમાં ઊભો રાખ્યો હતો તે રજેરજ એક શરીફઝાદ ગૃહસ્થ દેખાતો હતો. તે નવજવાન અને ખુબસુરત દેખાવનો હતો; તેના ચ્હેરાપર ચાલાકીનાં ચિન્હો ખુલ્લાં દેખાતાં હતાં; તેની ચકચકીત ચશ્મોથી તેની ભોલાઇ અને ભલાઇ સાફ ઝાહેર હતી; તેની મુખમુદ્રા દ્રઢ વિચાર અને મકકમ ઠેરાવ દરશાવતી હતી. જોકે ફિક્ર અને ચિંતાથી તેના ગુચ્છાદાર સુંવાળા બાલ કોઇ કોઇ ઠેકાણે સુફેદીપર માઇલ થતા જણાતા હતા, તો પણ મારી ગણત્રી મુજબ ભાગ્યે તેણે ત્રીસ ઊનાળા જોયા હશે.

મઝકુર જવાનનું નામ અરદેશર એદલ બહેરામ હતું પાંચ હઝારના એક 'ચેક'પર ખોટી સહી કરવાનો તેની પર ગંભીર આરોપ હતો, અને શાક્ષીઓ એવી પડી હતી કે તેનીપર ગુનાહ સાબેત થયાં વગર રહેશેજ નહીં એમ જણાતું આરોપીના બાહોશ વકીલની બહસ સાંભલી ઝરા ઊમીદનાં ઝાંખાં કીરણો દેખાવા લાગ્યાં. જાણે મારો ભાઇ કે કોઇ કરાબતદાર—નઝદીકનો તે સગો–હોય તેમ તેની

તર્ફ મારૂં દિલ અતી ખેંચાવા લાગ્યું—તેને નિર્દોષ પુરવાર થયલો જોવાને હું આતુર બન્યો. તે ખુબસુરત જવાન જાણે એક પત્થરનું પૂતળું હોય તેમ પોતાના વકીલની મનતકી સાંભળતો તેને ટીકતો ઉભો હતો. એક બે વાર જાણે કાંઇ બોલવા માંગતો હોય તેમ તેના હોઠ હિલતા જણાયા, અને જ્યારે તેના વકીલે પોતાનું ભાષણ ખતમ કીધું ત્યારે જાણે સંતોષ પામ્યો હોય તેમ સ્હેજ મુછમાં હસી તેણે એક છુટકારાનો દમ ખેંચ્યો.

બીજીજ પળે ફરિઆદીનો વકીલ ઉઠી ઊભો. તેણે મુલઝિમ (આરોપી) ના વકીલના ભાષણનો એવો તો રદ જવાબ આપ્યો કે આપણે સાધારણ વાતચીતમાં બોલીએ છીએ તેમ તેના પુર્ઝે પુર્ઝા ઉડાડી મૂક્યા. મુકદમો બંધવાની વિરૂધ જતો જોઇ કોર્ટમાં દરેક જણનાં દિલને દુઃખ થતું જણાયું. પણ પેલું પત્થરનું પુતળું બંધવો તો હિલ્યા ચાલ્યા વગર ખામુશ ઉભેલો હતો.

આખીરશ નાઝીમે 'જ્યુરી' ને કેસ કહી સંભળાવ્યો. પા કલાકના મસ્વેરા બાદ દશ વિરૂધ બે મતે મુલઝિમને ગુન્હેગાર કરાવવામાં આવ્યો અને નાઝિમે કાયદા પ્રમાણે સાત વર્ષનું સખ્ત મઝદુરી સાથનું બંદીખાનું ફરમાવ્યું. એક ચાવી આપેલાં રમકડાં મિસાલ ખામોશ પહેરેગીરો સાથે જવાન અદી જેલમાં જવા ધીમે પણ મકકમ પગલે કોર્ટમાંથી બાહેર નિકળ્યો.

જ્યાંથી ખાસ તૈયાર રાખેલી બંધ ગાડીમાં પહેરા સાથે બેસાડી તેને કયદખાના તર્ફ મોકલી આપ્યો.

અત્રે સ્હેજ ખુલાસાની ઝુરૂરત છેઃ જવાન અરદેશર એદલબહેરામ મધ્યમ સ્થિતીનો એક ભલો અને ખાન્દાની ગભરૂ હતો. તે એક

સારા સરકારી ઓહદા ઉપર હતો અને ચલકતા ભવિષ્ય માટેની તે ઊમીદવારી ધરાવતો હતો—લેકીન અફસોસ! તેની ઊમીદ આશાઓની કિસ્તી ભર દરીએ ડુબી ગઇ હતી, તે સાથે તેના મનથી તમામ દુન્યા ડુબી ગઇ હતી. પાક ખુદાની મહેરથી કદાચ તેની ઝીન્દેગીની દોરી લાંબી હશે તો તે આ ઝઇફા જેહાનમાં પોતાને પણ ઝહરીએ પૂગેલો જાય એ બનવા જોગ હતું—લેકીન બેઆબરૂ જીવતર શા ખપનું? બેઇઝઝતીથી જીવ્યા કરતાં બાઆબરૂ મરવું સહહઝાર મરતબા બહેતર છે.

લેકીન હું મારી વાતથી વેગળો ફાટું છું. અહા! હું મારાં મનમાં બડબડયો કે દાકતરી ધંધાને બદલે કાયદાનો અભ્યાસ મેં કાં નહીં કીધો! જો તેમ હતે તો આજે આ જવાનને ઝિન્દાનમાં—કયદખાનામાં—જતો બચાવી, તેની ધુળમાં મળતી ઝિન્દેગીને આબરૂના ઝેવર સાથ ચળકતી અને ઝમકતી રાખવાને મારેથી બનતું કરતે! પણ અફસોસ! ઘોળાયલાં દુધપરનો એ વિલાપ શા ખપનો!

રસ્તે ફળીએ, વાટે ઘાટે, ચૌટે ચકલે, ઘર કે બાહેર જ્યાં જુવો ત્યાં ઉપલીજ વાતની ચકચાર ને તકરાર. ઝરા સ્હાંજને છેડે બે ઘડી વિસામો લેવા કલબમાં ગયો તો ત્યાંબી ત્રણ ત્રણ ચાર ચારનાં બનેલાં ગુછડાંમાં એની એજ વાત.

"ખરેખર ઘણુંજ અજબ!" એક ગૃહસ્થને મેં કલબમાં બોલતા સાંભળ્યા. "એ તો જગઝાહેર વાત છે કે લવજી લાહેર કે જેણે ફરીઆદીનો મુકદમો આવી બાહોશીથી ચલાવ્યો તે અને બાપડો બંધવો બન્ને એકજ છોકરીની મુહબ્બતમાં ગિરેફતાર છે."

"શું બોલોછ!" હું વચ્ચે પૂરાયો. "અલબતા એ જવાન્યા વિષે હું કાંઇ જાણુતો નથી."

"આજનો મોઆમેલો બન્યો" પેલા ગ્રહસ્થ જેમનું નામ તહેમુરસ હતું તેવણે આગળ ચલાવ્યું.

"આજનો મોઆમેલો બન્યો ત્યાં લગી એ જવાન અરદેશર ઉપર મારો એવો ને એટલો ભરસો હતો કે દુન્યાનો ખજાનો બી તેના વિશ્વાસપર મુકવાને હું આનાકાની કરૂં નહીં પણ આજેજ કોર્ટમાં પડેલી ગવાહીઓથી હું તો દંગજ બની ગયો છું. જો કે કાયદાની નઝરમાં તે પૂરેપૂરો ખતાવાર સાબેત થયો છે લેકીન હજી બી મને સમજ નથી પડતી કે એ શું બની ગયું! એ ભલો ખાનદાની જવાન ને આવું નીચ કામ! હરગેઝ-હરગેઝ બનેજ નહીં પણ સદ અફસોસ! કાયદાની અદાલતમાં તે સાબેત થઇ ચુકું છે; એટલે બોલવાની જગ્યા બાકી રહી નથી."

"જો કે હું બી કોરટમાં હાઝીર હતો. લેકીન પૂરી કયફીયતથી નાવાકેફ છું. મહેરબાની કરી ઝરા ટુંકમાં સમજાવશો?" મેં વિનંતી કીધી.

"સાંભળો ત્યારે!" તહેમુરસે કહ્યું. "પેલા લવજી લાહેર એક ઝરદાર ધારા શાસ્ત્રી છે. ચોપાટી ઉપર એક આલીશાન મકાનમાં તે પોતાની વિધવા વડી બહેન સાથે રહે છે. તેમની સાથે નરગેસ નામની એક જવાન કુંવારીકા રહે છે. નરગેસ માબાપ વિનાની પણ લાખોની દઉલતની એક વારેસ છે લેકીન તે ઉંમરમાં આવી પોતાના વિરસાનો કબઝો લે ત્યાં લગી લવજી તેનો ટ્રસ્ટી અને વાલી નિમાયલો છે. નરગેસ કરતાં તેણીની અખુટ દઉલતમાં લવજીનો ડોળો ભરાયલો હોવાથી તેણીને પોતાની પરણેતર બનાવી તેના માલ ખઝાનાનો માલિક બની બેસવાની એની બુરી નિયત છે. પણ નરગેસનો વિચાર કાંઇ જુદોજ છે. કેટલાક વકતની વાત પર અદી એદલ—

બહેરામ સાથે કોઈ મેળાવડામાં મુલાકાત થઈ હતી તે દીનથી તેણીનું નાપરે દિલ તેની મુહબ્બતની જાલમાં મુબતેલા બન્યું હતું, અને અદી પૈસે ટકે ગરીબ છતાં તેના સદ્ગુણોને લીધે તે તેણીને વધારે વહાલો હતો, અને આજની ઘડી લગી છે. અદી નરગેસને મલતો ભેટતો પણ તેની આડે લવજી કદી આવતો નહીં અને ઝાહેરમાં તે શરીફ બદમઆશ તેમની શાદી આબાદી થયલી જોવાને રાજી હોય એવું ડોલ ઘાલતો હતો. પણ બાતેનમાં તો અદાનું કાટલું કહાડવાની તક શોધ્યા કરતો હતો, એક દિવસની વાત છે કે જ્યારે અદી નરગેસને ભેટવા આવ્યો હતો ત્યારે પોલીસે આવી તેને ગિરેફતાર કીધો. જાલસાઝી–ખોટી સહી–કરી પાંચ હઝારનો 'ચેક' વટાવી ખાવાના ઇલઝામપર, તેની વહાલી દિલબર નરગેસની નરગેસ મિસાલ ચશ્મો સામે, તે સિતમઝદા જવાનના હાથમાં હથકડી પડી. મુકદમો ચાલ્યો અને ઇલ્ઝામ સાબેત થવે સઝા પામ્યો. હવે તમે જાણતા હશો કે લવજીને ઘણો લાગવગ છે, અને બહોળો ધંધો ચાલતો હોવાથી નામીસીંદા, મુત્સદીઓ, અને કારકુનોની એક ફઓજ તેને ત્યાં કામ કરે છે. તે બધાનો ઉપરી નામે ફરામજી ફનીબંદા છે, જે ગોયા શેઠના નાંકનો બાલ છે. કહે છે કે બીચારો અદી કોઈ દોસ્ત તર્ફથી ઝમાનત પડયો–તે દોસ્ત ગુમ થઇ ગયો—અને ગોમાજી મારવાડીએ ઝમાનતદારને પકડયો. પાસે પુરતું નાણું ન હોવાથી પોતાની ઇઝઝતને ખાતીર બાહેરથી કહાડી બરવાનો વિચાર કીધો. કુદરતી રીતે તેણે લવજીની મદદ માંગી.–લવજીના કારભારી ફરામજીએ પાંચહઝારનો 'ચેક' આપ્યો. પણ એ બધાની સાબેતીની ગયરહાઝરીમાં બાપડો અદી નાહકક માર્યો ગયો છે—હું ફરીથી કહું છું કે તે એક ભલો અને પ્રમાણિક પુરૂષ છે–પણ કૂર કિસ્મત તે નેક મર્દપર રૂઠયું છે."

"ખચ્ચિતજ હયરતઅંગીઝ વાત છે." મેં કહ્યું "જોકે કોર્ટમાં જે કાંઇ મેં જોયું અને સાંભળ્યું છે તેના લીહાઝથી બંધવો બરાબર તકસીરવાર ઠરે છે. પણ એ ધણીએ એવું ગુનાહ ભર્યું કામ કર્યું હોય એમ માનવાને મારૂં તો અંતઃકરણ હજીબી કુબુલ કરતું નથી."

"ત્યારે જે બનાવ બન્યો છે તેનો શું ખુલાસો?" એક જણે મને સવાલ કર્યો.

"ખુલાસો આપવાને અશક્ત છું એજ તો મારી મુંઝવણ બલી છે! મારી ખાતરી છે કે અદી એદલબહેરામ બેગુનાહ બેકુસુર નિર્દોષ છે. અને સાબેતી કાંઇજ નથી પણ તેની મુખમુદ્રાપરથી હું મારા ઇલ્મને ઝોરે સાફ જોઇ શકયો છું કે નજીવામાં નજીવું પણ બુરૂં કામ કરે તેમાંનું એ આસામી નથી અને નથીજ."

મારા ઉપલા શબ્દોથી તહેમુરસ્પ અજબ થઇ મારૂં કોહું ટિકતો મોંહડું વકાશીને ઊભો. આખીરતે બોલ્યો. "દાકતર મંચી, તમારો ગમે એવો અનુભવ છતાં તમારે જાણવું જોઇએ કે બાહેરનો દેખાવ અકસર ઠગારો હોય છે. એમાં તો શક નથી કે અદીને પૈસાની અગત્ય હતી. વલી પેલા ફરામજીને શું ગર્ઝ કે એક નિર્દોષ ગૃહસ્થ ઉપર જુઠું આળ મૂકે? વલી બધું ભર કોર્ટમાં સાબેત થયું અને અપક્ષપાત 'જુરી' એ તેને દોષિત ઠરાવ્યો. જોકે એ જવાન શખ્સ તર્ફ મારી દરેક દિલસોઝી છે, લેકીન તેની વિરૂધ જે પુરાવા મળ્યા છે તે પછી તમેજ કહો કે કોણ તેની તર્ફદારી કરે?"

"વારૂં પેલી કોઇ નરગેસ વિષે તમે બોલ્યા, તેણી વિષે તમે વધુ કાંઇ કહેશો?" મેં પૂછ્યું.

"ઉપલા બનાવ પછી તેણીએ વાજબી રીતે અદીસાથનું કારજ તોડયું છે-લોક કહે છે કે તે હ્રદયભંગ-દિલ શિકિસ્તા-બની ગઇ છે કારણ કે અદીના દર્ગાએ ઇશ્કમાં તેણી જાનો જીગરથી ડુબેલી હતી. સાંભળ્યા પ્રમાણે લવજીની વૃધ બેહેન તેને મુંબઇથી બાહેર હવા ખાવા લઇ ગઇ છે. કારણ કે તેણીની હાલત ઘણી ચિંતાતુર થઇ પડી છે."

બીજી-ત્રીજી વાત પછી ઝરા ઝાંટો પાણી ઝઇ-બિલીઅર્ડના બે'ગેમ' રમી અમો છુટા પડયા.

* * *

ઉપલા બનાવને એક વર્ષ થવા પછી એક દીને રસ્તે ચાલતાં એકાએક તહેમુરસ્પ મલ્યો. સાહેબ સલામ કરી ખબર આફીયત પૂછ્યા બાદ તે બોલ્યો કે "આપણે છેલ્લા મળ્યા ત્યારે પેલા કમનસીબ અદી અને નરગેસ વિશે વાત થઇ હતી તે તમને યાદ હશે. સાંભળવા પ્રમાણે હવે નરગેસ લવજી સાથે અદરાઇ છે અને એકાદ મહીનામાં બડી ધુમધામથી શાદી રચનાર છે."

"ગરીબ બિચારો અદી!" હું બોલ્યો. અને અમો પાછા છુટા પડયા.

બીજા એક અઠવાડીઆ પછી મારા દવાખાના આગળ એક ફાંકડી જોડીની ગાડી આવી ઉભી ને તેમાંથી બે બાનુઓ બાહેર નિકળી. તેઓ બન્ને સિધી મારી તર્ફ આવી. એક ઉમરે પુગેલી મકકમ દેખાવની વિધવા હતી; અને બીજી દુ:ખથી તવાઇને તાવદાન બનતી પણ અઢાર ઓગણીસ વરસની જવાન છોકરી હતી. કુદરતી

રીતે તે ઘણી ખુબસુરત હતી લેકીન દુઃખથી તેણી કંટાળેલી દિસતી હતી. તેણી તર્ફ ગોરથી થોડીક પળ જોતાંજ મેં મારૂં મત બાંધ્યું કે તે છોકરીને જીસ્મનું નહીં પણ જીગરનું દર્દ હતું-શરીરની નહીં પણ દિલની બીમારી તેણીને લાગુ પેડેલી હતી. આ બન્ને બાનુઓ અજાણી હતી. બેઉ જણીઓ કુરસીમાં ગોઠવાયા પછી વડીલ ઔરતે ઝબાન ખોલી કે "મારૂં નામ કુંવરબાઈ લાહેર છે, અને લવજીભાઈ લાહેરની વિધવા બહેન છું. તમારૂં નામ સાંભલીને મીસ નરગેસ નાણાંવટીને તમારી સારવાર હેઠળ મુકવા લાવી છું."

"લવજી લાહેર! નરગેસ નાણાંવટી!" મેં વિચાર્યું"

"ત્યારે એ તો પેલીજ અદીને અદરાયલી છોકરી, જે હવે લવજીને પરણવા નિકળી છે! કદાચ તીરે મુહબ્બતથી ઝખ્મી થવાથી તેણીની આવી હાલત થઇ હોય એ બિલ્કુલ બનવા જોગ છે. પછી મોટાંબાઇ તર્ફ ફરી મેં પુછ્યુંઃ—

"આ નાનાં બાનુની શું શિકાયત છે-દુઃખનાં કેવા આસાર છે?"

"જુવોની જી, આખો બકરો હઝમ કરે તેવી જવાન છોકરી-નથી ખાતી-પીતી કે નથી કરારથી ઉંઘાતી; બલ્કે ખરૂં કહું તો એ નાદાન છોકરી દરેક ચીઝ એવી કરે છે કે ગમે એવી તંદુરોસ્ત છોકરીનો દેહ લથડી પડે. તેથીજ તમારી સલાહ લેવા અને એનો ઇલાજ કરાવવા લાવી છું."

"વારૂ, જવાન બાનું, તમને પોતાને શું કહેવું છે?" મેં તે છોકરીને પૂછ્યું.

"હું જીન્દેગીથી બેઝાર છું" તે બોલી. "હું બિમાર છું તેથી દિલગીર નહીં બલ્કે ખુશ છું-મારી બિમારીની દવા કરાવવા—કોઇ પણ ઇલાઝ આઝમાવવા હું મુદ્દલ ચાહતી નથી."

"જોયું કેની બા." કુંવરબાઇએ વચ્ચે પુરાઇ કર્યું "બીચારીનું મજખજ નબલું પડી ગીઉચ. મરેરે: ગીએ વરસે તો એ કેવી આસુદીને ધાડ નહીં ખાય તેવી ઊતી-ફરતી રમતી ને હરનની મિસાલ કુદતી ફરતી સુખી સુખીઆરી તો એવી ઊતી કે સું કેઊં! મરે, મારા કારા જઇને ઘોરા બાલ થયા તે મેં બી દુન્યા જોયલી છે તે મકુંજે એક વખત એક નજીવાં કારનસર એનું દિલ તૂટેલું હું જાનુંછ. એને થેકાને કોઇ બીજી ઓતે તો તે દુ:ખ મહીના પંદર દહારામાં વિસરી ખુશાલ જંનદેગીનાં સુખો ભોગવતે. જીબરૂં હવે થોરા દહારામાં મારા નામાકિત બઇ સાથે પણવાની છે, પછી બધાં સુખજ સુખ."

"ખરૂં છે બાઇ" મેં કહયું "પણ જીવનું સુખ તો જેહાનનું સુખ. દર્દીને દુન્યા અકારી હોય છે." પછી નરગેસને મેં પૂછયું કે- "તમારાં દર્દની જે કાંઇ હકીકત હોય તે ખુલાસાથી જણાવશો?"

"મારી ઊંઘ જતી રહી છે, ભુખ શાનું નામ છે તે હું જાણુતી નથી-હું ઘણી દુ:ખી છું-મને કોઇ ચીઝ ગમતી નથી— ફક્ત મોત અને મોતની તલબગાર છું." તે બોલી

"ઓ વહીરે! સકાર બરે તારા! બચારા કેવા ભલા મનીખ છે. તે તુને પતાવી સમજાવીને પૂછેછ તેના એવા ઘેલા ગાંડા જવાબ આપેછ કે!" કુંવરબાઇ બબર્યાં.

"કાંઇ નહીં બાઇ- દુ:ખથી કંટાલેલા દર્દીની એવીજ હાલત હોય છે; ઝરા મને ધીરજથી થોડુંક વધારે પૂછવા દેવો." મેં સુચવ્યું" "બ્હેન તમે મારા સવાલોના જવાબ આપશો ની?"

"બેશક." નરગીસે જવાબ દીધો. "હું જાણું છું કે મારે ખુલાસાથી બધી વાત કહેવી જોઇએ. પણ હું એકાંતમાં બધું કહેવા માંગું છું."

"બાનુ, આ જવાન બાઇ પોતાનાં દુઃખનો ખુલાસો કરે તેટલી વાર આપ પાસેના ઓરડામાં નહીં બિરાજો?" મોટાબાઇ કુંવરબાઇને મેં કહયું.

"જેમ તમારી મરજી બાવા. એ છોકરી પોતાની નાદાની ભરી હટ છોડી ઠેકાને આવે તો બાધા લેઉં-એ છોકરી ડાહી થઇ પનનીને સુખી થાય તો હું ને મારા પાક ખદાવજી તેમાં ખુસી." કુંવરબાઇ ખરી લાગણીથી બોલતાં જણાયાં.

મેં મારા વિશ્વાસુ નકર હાશીમને બોલાવી કહ્યું કે મોટાં-બાઇને પાસેનાં દીવાનખાનામાં બેસાડે; અને જેવો હું મીસ નરગેસ નાણાંવટી સાથે એકલો પડયો કે તેણીના ફિકકા પડેલા ગાલોપર ગુલાબી સુરખી આવતી જણાઇ. તે બોલીઃ—

"એવણ મને એકલી છોડી ગયાં તેથી હું ઘણી ખુશ થઇ છું. હવે દાકતર મંચેરશાહ, હું મારૂં દુઃખ—મારી કહાણી-કારત વિસ્તારીને ખુલાસાથી તમારી આગલ બોલીશ. તમારી આગળ આવવા મેંજ કુંવરબાઇને ઉસ્કેર્યાં હતાં. મારૂં દુઃખ દરદ સાજું કરવાનું છે પણ તે શારીરિક નથી."

"એટલે?" મેં અજાયબી બતાવી.

"તમો મી૦ તેહમુરસ્પને ઓળખો છોની?"

"હા, તેવણ એક સદ ગ્રહસ્થ અને મારા ખાસ મિત્રોમાંના એક છે."

"ઠીક ત્યારે. તે ભલા ગ્રહસ્થ આગલે અઠવાડીએ અમારે ત્યાં આવ્યા હતા. મારી દુખીઆરી હાલતથી તેમને ઘણું લાગી આવ્યું

તેથી એકંત તક મળતાંજ તેવણે તમારી દવા કરવાને સૂચવવા ઉપરાંત એક બીજી એવી વાત કહી કે તે ઘડાથી હમણાં લગી તે મારાં મનમાંથી ખિસી નથી."

"ઝરા મહેરબાની કરી વધારે ખુલાસાથી બોલશો?" મેં દરખાસ્ત કીધી.

"તમે તેવણ આગલ એમ બોલેલા—હા, એમ બોલેલા—કે—કે—અરદેશર—મી૦ અરદેશર એદલ બહેરામને તમો બિલકુલ બેગુનાહ—નિર્દોષ માનતા હતા."

"અને હજી પણ હું તે મારાં મતને ચિવ્વટપણે વલગી રહેલો છું." હું વચ્ચે બોલી ઉઠયો.

"તમારી ભલી લાગણી માટે પાક પરવરદિગાર તમારૂં હઝારો હઝાર સાલ ભલું કરે! સાહેબ, તે નિર્દોષ છે એમ માનનારાંઓ આ દોરંગી દુન્યામાં સિર્ફ સિર્ફ બેજણ—તમે અને હું—સિવાય બીજુ કોઇ ઇન્સાન હસ્તી ધરાવતું નથી." એટલુ બોલતાં નરગેસનાં નયનોમાં નીર ધાઇ આવ્યાં. તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

"ઓ ભલા દાકટર સાહેબ! તમારી મુલાકાતની હું કેવી ખાસ્તગાર—તલબગાર—આતુર બની હોઇશ તે તેમ હવે વિચારી શકશો. ખરૂં છે કે હું બીમાર છું, પણ મારી ખરી બિમારી તનની નહીં પણ મનની છે જેનાં પરિણામેજ મારો આવો અવતાર થયો છે. નથી મને ઉંઘ કે નથી મને ભૂક—અને તે કયાંથી અને કેમ હોય? તમેજ વિચારો કે જે ધણીને હું અંતકરણથી ધિકકારૂં છું—તેની સાથ પરણવાનું લાચારીએ કમુલ્યું છે. જો કે મારૂ બુલબુલે દિલ તો બીજાંજ ગુલપર શયદા છે, અને તેને હું ખરા જાનો જીગરથી ચાહું છું અને

અંતની ઘડી સુધી ચાહતી રહીશ."

"અને તે તમારો દિલદાર બિચારો બંદીખાનું ભોગવે છે ની!"

"અફસોસ? તેમ છે ખરૂં, અમે એક બીજાને પવિત્ર અને ખાલેસ પ્યારથી ચાહતાં હતાં–ગોયા લયલી–મજનુંનું જોડું હતું લેકીન ફરતું આસમાન અમારૂં સુખ–નિર્દોષ મુહબતનું સુખ—જોઇ શકયું નહીં અને પોતાની ઝાલિમ ગરદીશમાં અમારા મુહબતવંતા નાઝુક જીગરોને કચડીને પીસી નાખ્યાં–કદાચ મી૦ તહેમુરસ્પે તમને એ વાત કહી હશેજ. અફસોસ, બુરાકલીયુગના કાળચક્રમાં અમો ફસી પડયાં, કારણકે પુન્ય કરવા જતા પાપ નડયું. તે એમ કે પોતાના એક દોસ્તની આબરૂ બચાવવા તેનું કર્ઝ અદા કરવા અદીએ માથે લીધું. તે દોસ્ત–દગાબાઝ દોસ્ત—ફરાર થઈ ગયો અને અદી ફસી પડયો. મારી નજર સામે તેણે મારા કહેવાતા વાલી પેલા શરીફ બદમ્આશ લવજી પાસે પૈસા ઉછીના માંગ્યા પણ તે ઘાતકી દિલના શખ્સે ખુલ્લી ના પાડી. પણ બીજેજ દીને, ઓ પાક ખુદા, જાણે અમો-ઉપર આસમાન તુટી પડયું! યાને પેલા ખોટી સહી કાઢેલી ચેક બાબતની ધરપકડ ચાલી અને ત્યાર પછી શું બન્યું તે તમે જાણો છો; પણ દાકતર સાહેબ માનશો? ગમે એવી બદનીતીની કાળી ટીલી અદીને કપાળે ચોંટવા છતાં હું તેને હજી તેને અખંડ વહાલથી ચાહું છું. તેના પ્યારની અંગાર હજી મારાં જીગરમાંથી બુઝાઈ નથી–તેજ શબોરોઝ બાળીને મારાં જીગરો જાનને ખાક કરે છે."

"જો તમે કહો છો તેમ એકબીજાનાં પ્યારમાં ડુબેલા છો તો પછી પેલા લવજીને ના કહેવામાં બીક શી છે?" મેં પૂછ્યું.

"તમારૂં કહેવું દુરોસ્ત અને વાજબી છે. લેકીન હું એક

આબરૂ જાની; વળી તેના હાથ.તળે દબાયલી, ને તેપર રાત દિવસ મારી પાસે કબુલાત લીધી—મને ફુસલાવવામાં ફાવ્યો નહીં તો ઝોર ઝબરીની ધમકી આપી. અંતે લાચારીએ મારાં અંતઃકરણના આવાઝ વિરૂધ તેની માંગણી મનઝુર રાખવાની દુઃખદાયક ફર્ઝ પડી. કુંવરબાઇ બિચારાં ભલાં ને ભોળાં છે ને પોતાના બાઇને પીર પયગંમ્બર જેવો પવિત્ર માને છે, અને મને બીજી પતંગીઆં જેવી છોકરી સમાન માની લઇ પેલા શરીફ બદમ્આશ સાથનાં જોડાણથી હું સુખી થઇ જાએશ એવાજ ધફારામાં છે. કારણ કે અદીને તેવણ એક પૂરો બદમ્આશ સમજીને ધિક્કારે છે. હું કુંવરબાઇને માનની નઝરથી નિહાળું છું, પણ તેમના મુઝી બાઇને તો એક ઝીયાંકાર અઝદેહા સમજી તેનેથી દુરની દુરજ નાસું છું. મારી તો પૂરેપૂરી ખાતર જમે છે કે એ શરીફ બદમ્આશ અને તેના તુકડગદ્દ કારભારી ફરામજીએ સાથે કાવતરૂં રચીને નાહક્ક અસીલઝાદા અદીપર તબાહી લાવી નાખી છે. મારા લંબાણ કિસ્સાથી તમારો કિમતી વક્ત બરબાદ ન કરતાં કહીશ કે બાઇ તહેમુરસપને મોંહડે જેવું જાણ્યું કે તમો અદીને નિર્દોષ માનો છો તે પળેથી મેં તમારીપર મારી આશાની પોળ બાંધી અને કુંવરબાઇને ઊંધુ ચત્તું સમજાવી આજે હું તમારી આગળ હાઝર થઇ છું. બોલો ત્યારે મને મદદ કરશો? એક યતીમ લડકી— આસાર વિનાની છોકરીને સારૂ કાંઇ કરી શકશો?"

'જવાન બાનુ! તમારાં દર્દમંદ દાસ્તાનથી મારાં દિલપર જે અસર થઇ છે તેનું હું બયાન કરી શકતો નથી—મારેથી બનતું કરીશ—પણ હાલ તુરત તો તમને એટલીજ સલાહ આપું છું કે તમારે પેલાં શરીફ બદમ્આશ લવજી સાથે લગનના ગાંઠથી જોડાવું નહીં."

"મારા મહેરબાન દાકતર સાહેબ, જ્યાં લગી હું તમારાં છાપરાંના સાયા તળે બેઠી છું ત્યાં લગી તો જેટલી આસાનીથી આપ ફરમાવો છો તેટલી આસાનીથી તમારો હુકમ બજા લાવવાનો હું વચન આપીશ–પણ અફસોસ! એક વાર ફરી પેલા પલીદની સિયાહ ગારમાં પગ મુકયો કે મારી તકદીર પલટી જશે. લાઇલાજ હું એકલી અનુલી નિરાધાર નાર શું કરી શકીશ! જે થાય તે જલતાં જીગર સાથ આ મારી દુઃખી ચશ્મોએ જોયા કરવા વીના ચારોજ નહીં અફસોસ! મારૂં મોત કયાં છુપાઇ રહ્યું છે! અરે! ચારો નાચાર લગનની પવિત્ર ક્રિયામાંથી પણ ઝખ્મી જીગર સાથ પસાર થવાની ફરઝ પડશે! દાકતર મંચેરશાહ, તમે કોઇ છુટકારાનો ઇલાજ નહીં બતારો?"

"તમારાં ભલાંને ખાતર મારે કહેવું જોઇએ કે તમોએ તમારા ગુસ્સાઓપર મક્કમ કાબુ રાખવાની સર્વથી પહેલી ઝુરૂરત છે, નહીં તો કાલનો દુકાળ તમે આજેજ પાડશો. વારૂ પણ તમે મારી પાસે શું કરાવવા માંગો છો?"

"હું કાંઇ પક્કા ઠરાવ કરીનેજ તમારી પાસે આવી છું. હું જાણું છું કે ઝરા ઉછાછળું પગલું છે, લેકીન તમે જો માથે લ્યો તો તે મુસ્કેલ કામ ઘણું આસાન થશે."

"ઝરા ખુલાસાથી બોલશો બાનુ?"

"હું તમારી પાસે આજેઝી સાથ એટલુંજ માંગુ છું–એક દાકતર તરીકે બલકે એક ઇન્સાન તરીકે–એટલુંજ માંગું છું કે મારા અદીને–તેના બંદીખાનામાં વરોડાની જેલમાં મારે ખાતીર જઇને મળો. મારૂં બોલવું બધું સાંભળ્યા અગાઉ ઝટ દઇને 'ના'

ના કહેતા. મેં બંદીખાનાં અને બંધવાઓને લગતા કાયદા કાનુનોનાં મલી શકતાં બધાં પુસ્તકો જોયાં છે, તેપરથી કહું છું કે તે દુઃખીઓને અઠવાડીઆંમાં એક વાર પોતાના સગાં અને દોસ્ત આશનાઓ સાથ મલવા દેવામાં આવે છે માટે તમે તેને જઈને મળો—મળીને એહુનાહ પ્યારા આશકને કહો કે તમામ દુન્યાગી ભલે તેને ગુન્હેગાર સમજે તો પણ હું તો તેને નિર્દોષજ જાણું છું. અને હજી પણ આગળ જેવાજ ખાલેશ પ્યારથી તેના પર મરી મીટું છું. ફરતા આસમાનના ઝોરે ઝુલ્મથી કંગાળ લવજીની સાથે દુન્યાને દેખાડવા શાદીના ગાંઠથી બંધાઇશ તોબી હું તેની સાથે એક ઘડીબી સુખી રહેનાર નથી—રાતદીન બસ એહી અને એહીનોજ વિચાર મારા મનમાં રમશે."

"ધીરે, બાઇ ધીરે! તમરી દરખાસ્ત ઘણી અજીબ છે. સર્વથી પહેલાં તો મારા ધંધાની રૂએ એ કામ હું બજાવી શકું નહીં. લેકીન ફર્ઝ કરો કે તમારે ખાતિર તે સરપર ઉઠાંઉબી, પણ તમારો પયગામ તમારા આશકને કેવી રીતે પહોંચાડી શકું? અગર ચે કે અઠવાડીઆમાં એક દીવસ પોતાનાં લાગતા વળગતાંઓને ભેટવાની કયદીઓને છુટ છે ખરી, લેકીન તે બધું પહોરેગીરની રૂબરૂ થવું જોઇએ. વળી તે બિચારો પોતાનાજ દુઃખમાં પડેલો છે, તેને તમારાં થનારા લગનની વાત કહી દુઃખપર ડાગ આપવા જેવું કરવાનું તમે કેમ પસંદ કરો છો?"

"તમારૂં કહેવું અકકલ પસંદ છે; લેકીન કયદખાનાઓમાં અખબારો—ન્યુસપેપરો તો જાય છેજ, તેમાં એ ખબર વાંચીને જેટલો હેબતાઇ જશે તેટલો તમે સમજાવીને કહેશો તેથી બેચયન બનશે નહીં. વળી ન્યુસપેપરમાં ફકત લગન છપાશે જયારે હજી બી

હું તેને ચાહું છું અને ઝીન્દગીના છેડા સુધી ચાહતી રહીશ એવી મારી તર્ફથી ખાતરી તો સિર્ફ તમેજ આપી શકો; માટે મહેરબાની કરી એટલો મારો સંદેશો પહોંચાડશો. નહીં તો હું ઘેલી બની જઈશ."

"હું તમને ચોકસ વચન તો આપી શકતો નથી. પણ મારેથી બનતું ઝરૂર કરીશ. યરોડાની જેલના વડા એક ભલા જરતોષ્તી છે, અને મારા દોસ્ત છે. હું એક બે દિવસમાં પુણે જનાર છું તે તકનો લાભ લઈ તેમને મળવા જઈશ અને લાગ જોઈ અદી અદલ બહેરામને તમારો પયગામ પહોંચાડીશ."

• "પાક ખુદા તમારો નિગેહબાન થાય! તમે એક દાકતર, એક હકીમ છો; તમારો પેશો દર્દીઓને સાજાં કરી સુખ આપવાનો છે, તો મારાં દર્દે જીગરની દવા—યાને—ઉપર કહયું તેમ મારો પયગામ મારા પ્યારાને પહોંચાડી તેનો પ્રાણ બચાવવાનું પૂન્ય પ્રાપ્ત કરશો."

"જેલના સદર દારોગા ખાન સાહેબ સોહરાબજીને તો હું ઝુરૂર મલીશ—અને બનતી કોશીશ કરીશ એમ સધ્યારો રાખજો; લેકીન મારી તર્ફથી એ વિષે એકબી બોલ લખાઈ આવશે જોવાની આશા રાખતાં ના. મારીપર ભરૂસો રાખી સબ્ર એખત્યાર કરજો."

તેણીએ આંસુ વહેતાં મારો ઘટતો આભાર માન્યો અને મેં પણ તે દુઃખી છોકરીનું કામ કરવાનો મન સાથે મઝબુત ગાંઠ વાળ્યો.

પહેલી જોગવાઈએ હું મારાં કામસર પુણે ઉપડી ગયો, અને આગળથીજ મેં ખાનસાહેબ સોહરાબજીને લખેલું હોવાથી-તેમણે મારે સારૂ પોતાની ખાસ મોટરકાર મોકલી હતી તેમાં સ્વાર થઈ યરોડા જઈ પુગતાં મારી ઘણીજ સારી મહેમાનદારી કરવામાં આવી.

સહવારનાં નાસ્તો કર્યા બાદ તેવણે પોતે થઇ દરખાસ્ત કીધી કે "ચાલો, તમને આખી જેલ ફેરવીને બધું દેખાડું." સખ્ત મઝદુરીની સઝા પામેલા કમનસીબો કેવી રીતે પત્થર ફોડતા અને ટોપલા ઊંચકતાં હતાં કે બીજું તેવુંજ સખ્ત ખોદકામ કરતા હતા, વગયરા બાબતોની સમજણ આપતા તેવણ મને લઇને નિકળ્યા. તેવણ સાથે ફરતાં ફરતાં લાગ જોઇને મેં મારી દરખાસ્ત પેશ કરવા ધારી પણ કોઇ લાગ ફાવ્યો નહીં, તોબી નિરાશ નહીં થતાં બપોરે જમતી વકતે તક મળતાંજ મેં મારી વાત છેડવાનો ઠેરાવ કીધો અને તુર્તજ તેવો મૌકો મળ્યો.

"કેમ શેઠયા—કમનસીબ કયદીઓના આ કિલ્લાની સયરથી તમે સંતોષ પામ્યા કે?" ખાનસાહેબે ઝરા રમુજમાંજ સવાલ કીધો.

"સંતોષ પૂછો છો બિરાદર?" મેં કહયું. "મેં મારી નઝરે જે કાંઇ જોયું જાયુ છે—તેથી ખુશાલી સાથે દંગ થઇ ગયો છું.

"તમારી મહેરબાની છે. પણ વારૂ, વરસો સુધી મેં તમારા કાલાવાલા કયા ત્યારે નહીં ને એકાએક હમણાં શું અત્રે આવવાનું તમને સૂઝયું-શાયદ કાંઇ ખાસ મતલબ—કોઇ ન છુટાય એવી ઝુરરત તમને આ કંગાલ રહેઠાણ તરફ ખેચી લાવેલી લાગે છે-જો કે તમારા જેવા મારા એક કદીમ દોસ્તને મળવાથી નિહાયત ખુશ થયો છું."

એકાદ પળ ખાન સાહેબ તરફ ટિકયા બાદ મેં કહ્યું "હું કોઇ ખાસ કામસરજ અહીં આવ્યો છું."

"અને તે કામ? મારીપર વિશ્વાસ મુકી મને કહી શકશો?"

"ખચિતજ—તમારીપર ભરૂસો રાખીને તો અહીં સુધી આવ્યો છું-તમારૂંજ કામ-તમારીજ મદદની મને ઝુરરત છે તો તમારીથી છુપાવવા જેવું શું હોય? હું એક બંધવાને મળવા માંગું છું-જે એક ખાનદાની ઝરતોસ્તી છે, એને તેનું નામ એદલ બહેરામ-અરદેશર એદલ બહેરામ છે. તેની તપાસ વેળા હું કોરટમાં હાઝર હતો—તેને સખ્ત મઝદુરી સાથે સાત વરષની સઝા થયલી છે-હું તે કમનસીબને એક ખાનગી પયગામ પહોંચાડવા માંગું છું."

"શું તમે એદલ બહેરામને મળવા માંગો છો?" અજાયબીથી ડોળા ચઢાવી ખાનસાહેબે પૂછ્યું.

"જી, હાં જનાબ."

"અને તેને સારૂ વળી કોઇ ખાનગી પયગામ છે?"

"હા, પણ શું તે બની શકશે નહીં?" મેં પૂછ્યું.

"હું દિલગીર છું-કે—અમારા કાયદા પ્રમાણે તેમ બનવું ઝરા મુશ્કિલ કામ છે. સૌથી પહેલું તો અમને એ વાતની સખ્ત સુમાન્યત છે કે કોઇ પણ બાહેરના આસામીને ફલાણો કયદી ફલાણો છે એમ અમે ઓળખાવી શકીએ. વળી તમે પોતે જો તેને ઓળખી શકતા હોવ અને તેની સાથે ગમે એવી ખાનગી વાત કરવાની હોય તોબી પહેરેગીર તો ત્યાં હાઝીર રહેવાનોજ અને તે સાંભળે તેમજ તમારે વાત કરવી જોઇએ એવો ઝાબેતો છે, તે તમને મનઝુર છે? તમે બંધવાને સારી રીતે ઓળખોછ કે?"

"મારી તમામ ઉમ્ર ભરમાં તેની સાથે એક વકત પણ વાત કીધી નથી." મેં જવાબ દીધો.

"ત્યારે તમે શા આધારે ઉમીદ રાખો કે—"

"બિરાદર ખાનસાહેબ" હું વચ્ચે બોલી ઉઠયો "મારા પયગામ પહોંચાડવા નહીં પહોંચાડવાપર તો ગોયા એક નિર્દોષ ઝીન્દગીનો દારોમદાર લટકેલો છે. કાંઇ એવો તઓર શોધી નહીં કહાડો કે 'સાંપબી મરે ને લાઠીબી નહીં તુટે' યાને તમારા કાયદાનો ભંગ થવા વગર મારી મતલબબી સરે?"

ક્ષણો લાંબો ગૌર કરી ખાનસાહેબે ડોકું ધુણાવી કહ્યું "એ ખીઆલજ મહાલ છે-લેકીન સબ્ર! મને એક વિચાર હમણાજ સૂઝયો છે. એક દાકતર તરીકે તમે તેને મળી શકશો."

"એટલે?"

"એટલે એમ કે અમારા સરકારી તબીબ દાકતર કોરીન સાથે મશ્વેરો કરવા જઇ શકશો. તેવણબી તે ગરીબ દર્દીને સારૂ તમારી સલાહ આવકારદાયક માની ઘણા ખુશી થશે."

"ત્યારે શું—બીચારો એદલ બહેરામ બિમાર છે?"

"હા, બીચારાને કોઇ બુરો મરઝ લાગુ પડયો છે. હમણા આ ઘડીએ તે બેહોશ-બેભાન-એક મુરદા મિસાલ તેના ઓરડામાં પડેલો છે. ચાલો હું દાકતર કોરીનને બોલાવી મંગાવી કહું છું કે દરદીની બાબતમાં તમારી સાથે મશ્વેરો કરી ઇલાજ ચાલુ કરે."

ખાનસાહેબે દાકતર કોરીનને બોલાવવા એક ચપરાસીને મોકલાવ્યા બાદ પાછું કહ્યું:..."દાકતર એ કમનસીબ બંધવા વીશે એક બે વાત હું તમને કહીશ. જેલમાં તે "નમ્બર ૬૦" તરીકે ઓળખાય છે-અમે દરેક બંધવાને તેનાં નમ્બરથીજ ઓળખીએ છીએ. અહીં આવવા અગાઉ જ્યારે મુંબઇની જેલમાં એ હતો ત્યાંથી એની સારી

ચાલચલણની સિફાકત– સરટિફિકેટ લખાઇ આવી હતી. તે ચાલાક ઝીહેન શખ્સ છે અને શરીફ ખાનદાનમાં ઉછરેલો માલુમ પડે છે, સારી ચાલ માટે કાયદા મુજબ બંધવાઓની સઝામાં ઘટાડો કરવાનો મને એખત્યાર હાસેલ છે; અને એદલબહેરામે પહેલાજ મહીનામાં મને એટલો સંતોષ આપ્યો કે તેને પત્થર ફોડવાના કામપરથી દુર કીધો. વળી તેનાં સારા નસીબ સંજોગ એક બનાવ બન્યો. એક દિવસ, આશરે ત્રણ મહીના પર એક બંધવો કે જેને ધાડ પાડવા માટે લાંબી મુદ્દતનું સખ્ત મજદુરી સાથનું બંદીખાનું ભોગવવું પડે છે, તેને હાથથી જીવને જોખમે એદલબહરામે પહેરેગીરને બચાવ્યો. જો તે વચ્ચે પડયો ન હતે તો પહેરેગીરને પેલો બદમ્આશ જેના હાથમાં ઘાસ કાપવાનું દાતરડું હતું તે વડે રેંસી નાખતે. આ તેની બહાદુરીના બદલામાં તેને ફકત રોઝ સહવારે ત્રણ કલાક ને સાંજે બે કલાક લખવાનું ઇઝઝત ભર્યું અને આસાન કામ સોંપવામાં આવ્યું છે. લેકીન પંદરેક દિવસ થયા તે બીચારાને કોઇ એવું દર્દ લાગુ પડયુ છે કે કલાકો સુધી બેહોશ પડી રહે છે, અને હમણાંબી તેમજ પડેલો છે. દાકતર કોરીન કહે છે કે તે શું દર્દ છે તે પિછાણી શકાતું નથી. હું ખરૂં કહું છું કે એ જવાન વિશે મને ઘણું લાગે છે. બાલેબાલ એક સુદ્દો ગૃહસ્થ છે."

"પણ તમે કહોછો તેમ વારંવાર થતા બેહોશીના ગલબાનું શું?" મેં પુછ્યું, એટલામાં દાકતર કોરીન આવી પહોંચ્યો.

"દાકતર કોરીન, આ મારા મીત્ર મંચેરશાહ મુંબઇના પ્રખ્યાત દાકતર છે. હું એવણ સાથે "નાં૦ ૬૦" વીશે હમણાં વાત કરતો હતો. તમો એવણ સાથે મસલેહત કરી ઇલાજ કરો તો કેમ?"

"મોટી ખુશી સાથ." દાકટર કોરીને કહ્યું.

"અદી એદલબહેરામ હમણાંબી બેહોશીમાં પડેલો છે. એમ તમે બોલ્યાની ખાનસાહેબ?" મેં પૂછ્યું.

"બરાબર, એમજ છે. દાકટર કોરીન, તમારા દર્દીનો કેસ અમને સમજાવશો?"

"આપ ઘણુંજ વકત સર આવી પુગ્યા છો. હમણાંજ બેઠાં બેઠાં બેભાન થઇને પડયો તેવોજ તેને ઉંચકાવીને બિછાનામાં સુવાડયો ને દરેક જાણીતો ઇલાજ આઝમાવી જોયો લેકીન એકબી કારગત લાગતો નથી હંમેશાં મુજબ ત્રણ ચાર કલાકે પોતાની મેળેજ થશે એમ માની મેં પવીત્ર કુદ્રતને પોતાનો માર્ગ લેવા દેવાના ઇરાદાથી તેની ઉપર વધુ સુથણાં પાડયાં નહીં. હું એનો કોઇ સબબ સમજી શકતો નથી. અલબતાં આપને ખાનસાહેબે કહ્યું હશે કે એણે પોતાના જીવને જોખમે એક પહેરેગીરનો જાન બચાવ્યો હતો અને ભલાઈ કરવા જતાં તેને પોતાને કેટલુંક નુકસાન પહોંચ્યું હતું. એક તો તેનો નાઝુક બાંધો બીજું સુખવાસી ઝીન્દેગીમાંથી એકદમ બંદીખાને પડવાથી બળાપો, એક પહાણુ પિંઢારાનો મુકાબલો કરવાનો તે કાંઇ જેવી તેવી હિમ્મત નહીં તો પણ ગમે એવી હિમ્મત અને હિકમત છતાં ઝાલિમ પ્રહાણુની એક ઝબરદસ્ત મુકકીના ઝર્બથી તેની પાંસળીનું હાડકુ ભાંગી ગયું હતું પણ તેમાંથી વહેલો સાજો થઇ જઇ ફરતો હતો. લેકીન ગયબંદા જાણે કે શું વજેહ છે કે બે અઠવાડીઆં થયાં બેશુદ્ધીની બીમારી લાગુ પડી છે."

ઉપલી બીના પર થોડીક પળ વિચાર કરી મેં પૂછ્યુ. "પણ એમાં કોઇ દગો તો નહીં હોય? અકસર કયદીઓ એવા ઢોંગ કરી શકે છે!"

દાકતર ડોકીને ડોક ધુણાવી કહ્યું. "તેવું કાંઇજ નહીં. ટાંચણી ભોકીને વિજળીક પ્રવાહ લગાડીને દરેક રીતે મેં મારી ખાતરી કરી લીધી છે કે ઢોંગ જેવું કાંઇજ નથી. હમણાંજ આપ આવીને મુલાહેઓ ફરમાવશો તો આપનીબી ખાતિર જમા થશે. બીચારો મુરદાં મિસાલ પડેલો છે."

અમે ત્રણે જણ દર્દીના ઓરડામાં ગયા. ત્યાં બારણાં સિવાય એકજ બારી હતી જે ઘણી ઉંચી હોવા ઉપરાંત તેમાં જાડા લોખંડી સળીઆ જડી લીધેલા હતા. એક બિછાનાંપર દર્દી ચત્તોપાટ પડેલો હતો.

થોડીક પળ તો મે તેને ઓળખ્યોજ નહીં. જ્યારે મેં તેને છેલ્લો જોયો હતો ત્યારે તંદુરોસ્ત અને એક ગ્રહસ્થના લિબાસમાં સજ થયલો હતો, લેકીન હમણાં તેનો ચ્હેરો ભખાયલો અને તેનાં આંગમાં બીજા બંધવાઓ મિસાલ કયદખાનાનું ખાદીનું પહેરણ હતું જ્યારે એક વર્ષપર તેને પોલીસ કોર્ટમાં જોયો હતો તેમાં અને હમણાંના તેના દેખાવમાં ઝમીનો આસમાનનો ફર્ક હતો. ખુબ ગૌરથી તેને ટિકયા બાદ મેં વિચાર્યું કે એ શખ્સની મુખમુદ્રાથી સાફ ઝાહેર છે કે એ ગમે એવું બીકટ કામ કરવાને જો મનપર લે તો પાર ઊતારીનેજ છોડે તેમાંનું આસામી છે તો અજબ નહીં કે વિજલીક આંચકા કે તાંચણીની અણીની એ ટાંચણી ભાર પણ દરકાર કરતો હોય. હું તેનાં બિછાના આગળ ગયો અને આંગપર હાથ મુકી જોયું તો ઠંડુંગાર! નાડ જોઇ તો જાણે જીવ જવાની અણીપર હોય એવી ધીમી ચાલતી હતી; આંખનું પોપચું ખોલી જોયું તો ડોળા ઉપર ચઢી ગયલા—આટલું છતાં તેનાં બદનના ભાગો ઢીલા ઢંચ હોવાને બદલે ખેંચાયલા અને સખ્ત જણાયા જેથી હું તાજુબ થયો.

મારી અજાયબી જોઇ દાકટર કોરીને કહ્યું કેમ સાહેબ ખાતીર જમે થઇ? આટલી હદેબી કોઇ ઢોંગ કરી શકતું હશે?

"અફ્સોસ!" મેં કહ્યું. "ગરીબ બિચારો પેલી અને આ જેહાંનની વચ્ચે ડોલા ખાય છે. હું દિલગીર છું કે એને જે પયગામ પહોંચાડવાની ઉમીદમાં મુંબઇથી અહીં લગી ઝહેમત ખેંચી આવ્યો તે મારી મહેનત બરબાદ ગઇ છે. એને ચાહનાર--એના દુ:ખમાં દુ:ખી એવાં એક આસામીનો એક ઝુરૂરી સંદેસો પહોંચાડવાનો રહી ગયો તેથી મને ઘણું લાગે છે. હું પાછો જઈ તેને શું મોહું દેખાડીશ?"

"આપ શું ઇલાજ સૂચવો છો?" કોરીને પુછ્યું.

"બાહેર ચાલો હું તમને સમજાવું" મેં જવાબ દીધો—પણ મારૂં તમામ ધક ધ્યાન અને નઝર બિછાનામાં બેહોશ પડેલા એદલ બહેરામપરજ ચોંટેલાં હતાં.

ખાન સાહેબ અને દાકટર ઓરડાની બાહેર જવા લાગ્યા તેમની પૂઠે હું ચાલ્યો, અને બારણાં આગળ પહોંચતાંજ તુર્ત ફરીને દર્દી પર નઝર ફેંકતાં મેં શું જોયું? મને જોતાંજ તેણે પોતાની ખોલેલી આંખો વિંચી દીધી! મેં વિચાર્યું કે આ જવાન બંદીવાન જેલના વિદ્વાન દાકટરને સજ્જડ બનાવી કહાડવામાં ફાવ્યો હતો. મને પહેલેથીજ વહેમ હોવાથી ખાતરી કરી જોવા જેમ એકાએક ફરીને જોયું તેમ નહીં કીધું હતે તો હું બી તેને હાથ વેચાયો હતે. મેં જાણી જોઇ તેની લાગણી ઉશકેરવા ઉપર કહ્યું તેમ પયગામ પહોંચાડવા વિગેરેની વાત કીધી હતી તેમાં શકજ નહીં હતો, ગમે તે હોય પણ એ ભેદનો પરદો ખોલવાનો મારો વીચાર નહીં હતો.

કોરીને પૂછવાથી મેં કેટલીક સૂચના કરવા સારૂં કહ્યું કે તેને પલવાર પણ એકલો મુકવો નહીં બલ્કે એક ખાસ પહોરેગીર તેની દેખરેખ અને સંભાળ માટે મુકરર કરવો.

તેજ રાત્રે મેં ખાનસાહેબને કહ્યું— "નાં૦ ૬૦" ને ફરીથી જોવા જાઉં તેમાં તમને કાંઇ અડચણ છે?"

"ઝરાબી નહીં. એક બેકસો બેવતન હમદીન માટે તમારા દિલમાં આટલી બધી દાઝ છે તે જોઈ હું ઘણો ખુશ છું—બલ્કે તમારી તકલીફ માટે આભાર માનું છું. આવતી કાલે સ્હવારે દાકતર કોરીનને કહેવાડીશ કે તમને લઇનેજ દર્દીને જોવા જાય."

"હું તો હમણાંજ તેને જોવા માંગું છું."

"શું હમણાં?"

"હા, હમણાંજ—જો તમારી પરવાનગી હોય તો આ પળેજ."

"જો તમારી એવીજ મરઝી છે તો મારી ના નથી. પણ એટલી વારમાં તે કાંઇ હોશીયાર તો થયોજ નહીં હશે. વળી તેની સંભાળ માટે તમારા કહેવા મૂજબ ખાસ નિગાહબાન બેસાડયો છે."

"બધું ખરૂં—પણ હમણાં જઇને તેને જોવા માંગું છું."

"જેમ તમારી મરઝી." ખાનસાહેબ બોલ્યા, અને તેવણ હાથમાં એક ફાનુસ લઇ મારી સાથે 'નાં૦ ૬૦'ને જોવા આવ્યા. દર્દીના ઓરડા આગળ જતાંજ ખાનસાહેબ પુકારી ઉઠયા. "પાક ખુદા ખયર કરો આ તો કોઈ જબરો ઉઠાઉગીર મળ્યો! બધાને વેચીને ફરાર થઇ ગયો!"

જે શખ્સને ચોકી કરવા રાખેલો હતો તે તો ભોંયપર* ચ-તો પાટ અર્ધ બેભાન હાલતમાં પડેલો હતો, ને "નાં૦ ૬૦" તો ગુમ

થયલો જણાયો! વધારે અજબ તો એ હતું કે તે નિગેહબાનનાં શરીર પરનાં સરકારી કપડાં પણ ગયબ થઇ ગયાં હતાં જે "નાo ૬૦" પહેરી ગયલો હોવો જોઇએ કે જેથી તેને જેલનોજ ચપરાસી સમઝી કોઇ રોકે નહીં. મેં પેલા ભોંયપર પડેલાની સારવાર કરી તેને હોશીઆર કીધો. તે પોતાની આંખો ઊંઘાડતાંજ બોલ્યો- "યા પાક અલ્લાહ! એ હું શું જોઉં છું? ખ્વાબીદા છું કે બિરાદર? હું કયાં છું? અરે એ બંનું શું બની ગયું? હા-હા, હવે મને સમજ પડે છે! તે દગાબાઝ, લુચ્ચો, બદમ્આશ......હવે એક પલ પણ ખોહવી નહીં જોઇએ." એમ બોલી તેણે ઉઠવાની કોશેશ કીધી.

"સબ્ર! અય શખ્સ તુને સજ્જડ ફટકો પડયો છે જેની અસર ધીમે ધીમે દુર થતી જાય છે. ઝરા દમ લે, ને પછી તારૂં દસ્તાન રૂજુ કર." મેં ધીરજ આપતાં કહ્યું.

"અને હું જઇને જેલનો મોટો ઘંટ વગાડવાનો હુકમ કરૂં- ભયની નિશાની આપું-કે સઘળા પોતપોતાને ઠેકાણે સાવધ બને, અને બંધવાની શોધમાં ચૌ તરફ સિપાહોને છોડી મુકે." ખાનસાહેબ ઊતાવળમાં બોલતા બોલતા ચાલી ગયાં.

"હા, હવે મને બધી યાદ આવી જનાબ." ઝરા વધારે હોશમાં આવતાં પેલો પોહરેગીર બોલ્યો. "બેઅદબી માફ ખુદાવન્દ, લેકીન, આપ કોણ છો? આપની શકલો સુરતથી તાબેદાર નાવાકેફ છે."

"હું ખાનસાહેબ સોહરાબજીનો એક ખાસ દોસ્ત છું-મુંબઇનો એક જાણીતો દાકટર છું, હવે શું વારેદાત બની તે વહેલો કહી દે." મેં આતુરતાથી કહ્યું.

"સાહેબ, 'ના૦ ૬૦'ને સારૂ મોહતમીમ સાહેબથી લઇ આ મહબસ (કયદખાના)ના નાનામાં નાના નફરને પણ સારો વિચાર હતો–કહોની કે એક કયદી છતાં હરદિલ અઝીઝ—હરેકનો માનીતો હતો. આજે એવો તો બેહોશ પડેલો હતો કે બન્દાની તો ખાતરી હતી કે એ આવતી કાલનો રોઝે રઓશન જોવા પામશે નહીં. હજી તો હું એવા ખીઆલમાં મશગુલ હતો એટલામાં મારી નિગાહે શું પડયું ! માનશો જનાબ ? પેલાએ પોતાની ચશમો ખોલી અને એક શેર મિસાલ મારી તર્ફ જોવા માંડયું. જાણે કોઇ જાદુઇ અસરથી હું તો બંધાઇજ ગયો–ગાફીલ બની ગયો. યા પાક રબ્બુલ આલમીન! હું શુ જોતો હતો! બે લહેઝા પહેલાં મુર્દા મિસાલ પડેલો "ના૦ ૬૦" બિછાનામાંથી છલાંગ મારી ઉઠયો, અને મારો હાથ મઝબુત પકડી મારૂં નામ દઇ બોલ્યો 'અબ્દુલ કરીમ, અગર તારી ઝીન્દેગી પ્યારી હોય તો બિલ્કુલ ખામોશ રહેજે–એક હર્ફ બોલ્યો તો તારો વકત ભરાઇ ચુકેલો જાણજે. યાદ રાખ કે મેં તારી ઝિન્દેગી બચાવેલી છે પેલા પઠાણ પીંઢારાને હાથે મરતો તુને બચાવ્યો છે, વાસ્તે અહેસાન ફરમોશ બની તારા મોહમીનની સામો થતો ના." મેં કહ્યું કે "ના૦ ૬૦" તારૂં બોલવું બજા."

"'ઠીક ત્યારે" તે બોલ્યો. 'અહેસાનનો બદલો વાળવાનો તુને મળેલો મોકકો હવે હાથથી જવા ના દે. તારો દિરેસ (ડ્રેસ) અને પાઘડી મને આપ કે મને જેલ બાહેર જતાં કોઇ રોકે નહીં. ચાલ ઝડપ કર." મેં કહ્યું કે 'ભલા ના૦ ૬૦ તું નાસવાની તજવીઝ ના કર, નહીં તો તારી સઝામાં વધારો થશે અને સખ્ત બલામાં મુબતેલા બનશે."

"પણ સાંભલે કોણુની બલા! તે બડબડયો કે મેં અખબારમાં તે વાંચ્યું છે-જે બને તે ખરી. જાઉં અને ફર જાઉં અને-અને તેને બચાઉં-બોલ અબ્દુલ કરીમ 'હા' કે 'ના'?

"મેં જવાબ દીધો કે 'એવું ઉછાછલું પગલું ભરવાથી બાઝ આવ." લેકીન હજી કાંઇ વધુ હું બોલું તે પહેલાં તો તેણે મને ગળચીમાંથી પકડી ગુંગળાવી નાંખ્યો-ને માથામાં હથોડા જેવી એક મુકકી કકડાવી કાઢી, તે પછી શું થયું તે હું જાણુતો નથી-સિવાય કે હોશમાં આવતાં આપ સાહેબને જોયા છે."

"હવે તું તદન હોશયાર થઇ ગયો છે." મેં કહ્યું.

"જઇને તારા બાલા દસ્તને ઇતલ્લા કર—તારા વડાઓને ખબર પહોંચાડ."

તે શખ્સ ત્યાંથી તીર મીસાલ નિકલી પોતાના વડાને ખબર આપવા દોડયો, ને હું ખાનસાહેબના કમરા તર્ફ ચાલ્યો. જેલખાનું ગોયા તળેઉપર થઇ ગયું હતું જ્યાં જુવો ત્યાં ગભરાટ અકળાટ! ખાનસાહેબને મળતાં તેવણે જણાવ્યું કે "પોહરેગીરનો પહેરવેશ પહેરી તે ફાવી ગયો છે. દરવાઝાપરના ચોકીદાર એ બાબતની ગવાહ આપે છે, લેકીન મેં પુણાની પોલીસના વડાને તાર કીધો છે, અને આવતી કાલનો સુરજ ઊગવા પહેલાં તો બંધવાને પાછો આ બંધીખાનાનાં બંધીઆર ઓરડામાં બંધ પડેલો તમે જોશો."

બીજી સ્હવાર થઇ. બપોર પડી અને સ્હાંજનો સમય થવા આવ્યો. પણ ખાનસાહેબ ધારતા હતા તેવું કાંઇ બન્યું નહીં. તેની પાસે એક પૈ પણ હતી નહીં તો તે કયાં ગયો હશે? લેકીન, તે પૈવગરનો હતો એ અનુમાન તુર્તજ ખોટું જણાયું. અબદુલ કરીમને

આગલે દીવસે પગાર મળ્યો હતો તે તેના કોટના ખીસામાં અમાનત હતો-એટલે 'ના૦ ૫૦' પાસે પુરા રૂપીઆ પંદર મૌજુદ હતા.

રાતની ગાડીમાં હું પુણેથી નીકળી બીજી બામદાદે પાછો મુંબઇ આવ્યો, અને મામુલ મુજબ મારા ગ્રહાકોની સેવા બજાવી પરવાર્યો કે હું વિચારમાં પડયો કે હવે નરગેસ નાણાંવટીને શું જવાબ આપવો એવામાં પાક ખુદાનું કરવું એવું થયું કે મારા હમ્માલે આવી ખબર આપી કે કોઇ બાઇ સાહેબ મળવા આવ્યાં છે. અને તે આવનાર કોણ હતું? શરીફ બદમ્આશ સવજી લાહેરનાં બહેન કુંવરબાઇ લાહેર! તેવણ દાખલ થતાંજ બોલ્યાં:—

"તમારી કમનસીબ દરદી નરગેસ નાણાંવટીને ભુલી તો નહીં ગીયા હોશો."

"ખચ્ચીતજ નહીં. કેમ કેવી ખબર, હવે તેવણ બહેતર તો છેની?"

"નહીંરે બાવા, દન પર દન છોકરીના હાલ પડતાજ જાએચ-હું તો ધારૂંચ કે મદદની માય કંઇ દહારા કહારે નહીં, પછી તો જેમ પાક દાદાર ઓરમજની મરજી! થોરા દહારામાં એનાં લગન છે તે જીભરૂં મારો ભઇ તેની તઇયારીમાં દુસ્મન પછરાડી પટકાઇ જાએચ, ને જો એ નાદાન પોરીનું મગજ થેકાને નહીં આવશે તો લગનમાં વધન પરશે-શાહજનને બદલે પાયદસ્તની મજલેસ ભરાસે. બાપા મારો તો ધડક ધ્રુજારે જીવ ઊડી ચાલીઓ!"

"પણ ઝરા ખુલાસાથી સમજાવશો કે તેવણને શું થાય છે!"

"જુલેખાની જી, તમારી આગર છેલ્લી લાવીની કેની તે દહાર પછી એની તબીએત વધારે ને વધારે બગરતીજ જાએચ. આજે સવારે કેડે એકલી ચાલી ગઇ ને બે કલાક પછી આવી તેહાંરે એટલી ઊશકેરાયલી-એટલી ઉશકેરાયલી કે બોલ્યાની વાત નહીં જાણે પવન થયો હોય તેમ લવારો બકારો કરે ને પોતે એમજ જાણે કે પોતાની અક્કલ હુસીઆરીગાંજ બધું બોલેચ. અક્કલ હુસીઆરી ને સુદ્ધીમાં હોય તે કંઇ એવું ફાટું ફાટું બોલેબી! પછી તો બસ એજ તાહી લઇ બેઠી કે દાકતર મનચેરશાનેજ તેરાવો—તે શું કરૂં બાવા, તેને ખાતર તમને તસ્દીર આપવા આવીચ. બાહાર મારા જીભરાયા ભઇની મોતરકાર તૈયાર છે—બોવરાઇ જાઉ બધી તમારી પરથી."

અમો બન્ને મોટરકારમાં ગોઠવાયાં અને ચૌપાટી લવ લોજ તર્ફ હંકરાવ્યું. વાટમાં કુવરબાઇએ પાછી વાત છેડી કે, "અબ્બઈ રંધયા મારા મોબ્માદાર ભઇ સાથે એ છેકરી પન્ને તો હું ઘની-ઇ જ ખુસી થાઉં, પન બાવા ખરૂં બોલું તો જબરજસ્તાથી લગન કરવાનું મને તો બા પસન નહીં. પાક ખદાયજીને બાર મનેબી જબાપ આપવાનો છે. આગર પેલા લુચ્ચા જેલમાં પરેલા પોર્યા સાથે પ્યારમાં પરેલી તેનો હજુન એ છોકરી પીછો છોરતીજ નથી મરેરે! અમારા જમાનામાં એવા છાન-પુતરાંના નાચ નહી ઉતા જે! મરે, કેહજે એ તો સુધારાનો જમાનો. ધુર કહેનાને મોંને! દુકતા દુકતીઓ સાંભાં બગરીને માંએ બાપના નામોને એબ લગારતાં તો સિખીઆંચ! પણ બાપા હું સું કેતીતી જો? હા, મકુંજે છોકરીની હાલતપર મને દયા આવેચ તેથી એની મરજી વિરૂધ જીભરાયા મારા ભઇ સાથે કરવા માંગતી નથી, પન ગરંજ્યો તે તો એકનો બે થનોજ નહીં તે તો બસ

કેહેચ, કેહેચ ને કેહેચ કે પરામીસ કે પેપરમીટ કંઇ બચું કેહેચ–તે આપીને નરગેસથી હવે ફરાય નહીં. એબી મુવો સુધારો કે? અગાઊ તો પન્યા પછી પંદર પચ્ચીસ વરસેબી ગમે તેરે ફારગતી આપી છુંતા પરતાંતાં ને અને પેપરમીટ આપીને ગલે પરતાં આજના દુકતા દુકતીઓ લજવાનાં નથી."

"પણ તમારા ભાઇથી નરગેસની મરઝી વિરૂધ ઝબરદસ્તી થઇ શકે નહીં" મેં સૂચવ્યું.

"અરે બાવા, છે તો મારો માજન્યો ભાઇ, પણ સું કેહું હજુન તમે તેને પુરો ઓરખતા નથી."

એવામાં 'લવ લોજ'ના દરવાઝાપર મોટર આવી ઊભી.

"બાવાજી તમે એકદમજ નરગેજ પાસે સિધારો. હું મારા ભઇને જનાવવા નહીં માંગતી કે તેના જબરજસ્તીના લગન મને નાપસન છે."

ઉપલું ધીમે સાદે પણ ઊતાવલમાં ડોસાં બોલી રહ્યાં નહીં એવામાં લવજી લાહુેર પોતે સામો આવ્યો; અને નરગેસના ઓરડા ભણી અમો સઘલાં ચાલ્યાં. લવજીએ ધીમેથી દરવાઝો ખોલ્યો અને અને મારી સાથે તેબી અંદર દાખલ થયો. મને કુરસી આપી નરગેસના બિછાના પાસે બેસાડયો અને ઘણાજ માયા ભર્યા દેખાવથી તેણે નરગેસનું ધ્યાન મારી તર્ફ ખેંચ્યું. તેણીએ મુશકેલીથી કોર મરડી મારી તર્ફ દયામણે ચ્હેરે જોયું--કુંવરબાઇના કહ્યા મુજબ ખરેખર તેણીનો અવતાર બદલાઇ ગયલો હતો. મેં તેણીને કેટલાક સવાલ પૂછયા પણ તેણી ખુલાસાથી બોલતી નહતી--દેખઇતી રીતે તે મને અકેલોજ મળવા માંગતી હતી. તે ઘણી બેચયન બનેલી હતી.

"હું આ દર્દીને એકલાં-કોઇનીબી હાઝરી વીના—જોઉં તેમાં આપને કાંઇ અડચણ કે વાંધો તો નથીનાં?" મેં પુછયું.

"અલબત્તા મને વાંધો છે" મારી અજાયબી વચ્ચે લવજી બોલ્યો. "મીસ નાણાવટીને તમે જે કાંઈ પુછો કે કહો તેનો બોલેબોલ સાંભળવાનો મને દરેક હક્ક છે. એ બીચારી દુ:ખે દુ:ખે એટલી કંટાળી ગઇછે કે એને વારંવાર હીસ્ટીરીઆ થઇ આવેછે ને બલતું બલતું લવી બકીને છબરડો કરેછે. મારૂં માનો તો દાકતર સાહેબ એને ઊંઘ આવવાની દવા આપો. સામેની ટેબલપર કાગળ કલમ તૈયાર છે, ચીત્રી કહાડો એક નુસખો."

લવજીની ઉપલી વીચીત્ર વરતણુકથી હું કાંઇ ગભરાયો નહીં, પણ મીસ નાણાંવટીને કાંઇ સવાલ પુછવાની તઇયારીમાં હતો તેટલાં મારી અજાયબી વચ્ચે જોયું તો તે ઉઠી બેઠી-અને નેણ ફેરવીને લવજીને કહ્યું "તમે ઓરડાની બાહેર નથી જતા?"

"હરગીઝ નથી જવાનો" તેણે જવાબ દીધો.

"ચાલો ત્યારે તમારા મોહડાંપરજ બધું બોલીશ. હું કાંઈ કોઇથી હવે ડરવાની નથી. ખસુસન જ્યારે દાકતર મંચેરશાહ જેવા ગ્રહસ્થ મારી આગળ છે ત્યારેલવજી મારે મોંઢેથી જે સાચા સુખનોના તીર છુટે તે સાંભળવા તઇયાર થાઓ નહીં તો ઓરડાની બાહેર જાઓ."

"હું અહીથી એક તસુબી ખીસવાનો નથી. હુંબી તો જાણું કે તમારાં મનમાં શું શું બરેલું છે."

"સાંભળો ત્યારે, સીધે સીધું તમનેજ કહી દેઉં છું કે ફકત તમારી ધમકીથી ડરીનેજ તમારો હાથ મેં કબુલ્યો છે; પણ હવે

આ ભલા ગ્રહસ્થની હાઝરીથી મને એટલી હીમ્મત આવી છે કે ધીક્કાર સાથે તમારી માંગણીને ધીક્કારૂં છું એમ કહેવાને ઝરાબી ડરતી નથી. હું ફરીથી કહું છું કે હું તમને મુદલ ચાહતી તો નથીજ પણ ખરાં દીલથી ધીક્કારૂં છું. અને તમે—તમેબી મને નહી પણ મારી દઉલતને ચાહોછો. પ્યાર નહી પણ પૈસાને પરણવા નીકળ્યા છો એમ ખુલ્લે ખુલ્લું કહી દેઉં છું."

"ગરીબ બિચારી! જોયું કેની દાકટર સાહેબ. કેવી સુધલા વગરની બનીને ગમે તે આટા બાફેછ તે?" લવજી, શરીફ બદમ્આશ લવજીએ ફેરવી તોલ્યું. "એ જે કાંઇ બોલે છે તે પોતે પણ સમજતી નથી! અફસોસ તારી આવી હાલત થશે એમ મેં સ્વપ્નેબી નહી ધાર્યું હતું! કેવી ગરીબ ને રાંક છોકરી! એના મગજ પર એવી અસર શાથી થઇ હશે દાકતર સાહેબ? એને ઝરા નિરાંતે ઉંઘ આવે તેવું કાંઇ કરો મારા મહેરબાન!"

"ચાલો એ બધા પેત્રા છોડો" નરગેસ બોલી.

"તમે મને ઘેલીમાં ખપાવવાનાં ફાંફાં મારોછ—કદાચ હું ઘેલી બી બની હોઇશ; ડાહી કે ઘેલી ગમે તે બધું કહી દેવા માંગુછ. હું જેટલા મારાં દીલથી તમને ધિક્કારૂં છું, તેથી બમણા પ્યારથી મારાં જીગરો જાનથી હું અરદેશરને ખરાં અંતઃકરણથી ચાહું છું. આજે સહવારે તે મારો વ્હાલો રસ્તામાં મારી નઝરે દુરથી પડયો, ને હું તેની આગળ દોડી જાઉં તે પહેલાં તો કોણ જાણે કયાં અલોપ થઇ ગયો. હા, મેં તેને આ મારી બે આંખો વડે જોયો ને તેને જોતાંજ બેબાખલી બની ગઇ. કદાચ હું ઘેલી થઇ ગઇ હોઇશ કદાચ ઉપલો બધો મારાં મનનો ધકારો હશે—લેકીન લવજી! લવજી

લાહેર માસ લાયની ફરીથી માંગણી કરતા ના–મને દમ બીડાવી બીવાડી મારતાના–મારી પર ઝુલ્મ ઝીઆદતી ગુઝારતા ના–મને મારૂ છુટાપણું બખ્શશો તો જીવતાં લગી તમારી આભારી રહીશ."

"અવાક્ષે પશેમાન!" શરીફ બદમ્આશ લવજી ટચાકડી ફોડતાં ગંભીર દેખાવ કરી બોલ્યો. "દાકતર સાહેબ, આટલી હદસુધી મામલો બિગડેલો હું નહીં ધારતો હતો! બીચારી હજી પેલા બદમ્આશનાજ ધકારામાં ગોતાં ખાય છે જો કે તે તો પોતાની કરણીનાં ફળ ચાખતો ગુન્હેગારોની તુરંગમાં સબડે છે."

"ખામોશ, ખામોશ" નરગેસ વચ્ચે બોલી પડી. "એક નિર્દોષની પીઠ પાછળ એવા બદસુખન બોલવા સઝાવાર નથી. તે બે ગુનાહ છે--ખુરશીદ જેવો બેદાગ છે."

"અર-ર-ર! બિચારીનું મગજ હવે તો તદનજ ધસી ગયું છે! ખુદા ખયર કરે!" દયામણું મોંહ કરી ઢોંગી લવજી બોલ્યો.

"બેઅદબી માફ!" હવે હું બોલ્યો "તમે ધારો છો તેવું કશું નથી–જો કે મીસ નાણાંવટી ઘણાં બીમાર છે, એમાં તો શક નથી. બનવા જોગ છે કે એવણે આજે અરદેશર એદલ બહેરામને કેઠે જોયા હોય–કારણ કે આજ બે દિવસ થયા તેને જેલમાંથી છટકી ગયલો હું બખુબી જાણું છું"

"શું બોલ્યાં?!" અજાયબીથી નરગેસે પૂછયું. "શું મારો અરદેશર તુરંગમાંથી છટકી ગયો છે?"

આ ધડાકો સાંભલીને જાણે તેનો જીવજ ઊડી ગયો હોય તેમ લુચ્ચા લવજીના ચ્હેરાપરનો રંગ ઊડી ગયો અને એક પાંત્રાં પેરે કાંપવા લાગ્યો.

"હા, બાનું, ખરી વાત છે" મેં ધીરજથી જવાબ દીધો. હું કાંઇ વધુ બોલું એવામાં ઓરડાની બાહેર કાંઇ ગડબડ થતી સંભલાઇ અને બીજી પળે તો એક પારસી હાંફતો હુંફતો અમારા ઓરડામાં ધસી આવી લવજીને વલગી પડયો!

"શું છે ફરામજી, એ શું ધોંટાળો છે?" લવજીએ પેલા પારસીને પૂછ્યું.

"ઘોંટાળો પુછોછ શેઠ? બસ બધું રંધાઇ ચુકું. પેલો બાપડો નિર્દોષ—આખરે છુટી આવ્યો છે-આ પલે આજ ઘરના છાંપરાં હેઠળ હાઝર છે-તમારાં 'લવ લોજ'માં તે બેધડક ઘુસી આવ્યો છે. હું ધારૂં છું કે તે મનેજ શોધતો આવ્યો હશે-એ મારૂં ખુન કરશે- મારી સાથે તમનેબી ઠાર કરશે—તેના હાથમાં એક છ બારની રીવોલ્વર છે. તે આપણુને ઊંદર મિસાલ મારી નાંખશે—લવજી શેઠ-તેની આંખોમાં ખુન વસેછ— મસ્ત હાથી જેવો તે છેડાયલા છે-હવે આપણે શું કરીશું--કયાં નાસી જઇશું?"

"ખુદાને ખાતિર આવો ગભરાટ માંડી વાળો—મને તો લાગેછ કે તમારી આગરી સ્હેજ ખસી ગઇ છે" લવજીએ કહ્યું.

"ઓ સુફેદ સાયામાં ભરાયલા સિયાલ દિલ શરીફ બદમ્આશ, એની આગરી ખસી નથી પણ વાજબી ધાસ્તીથી ધ્રુજી મરે છે." કોઇ બારણા પાછળથી બોલતું સંભળાયું.

બીજી પળે દરવાઝો ખુલી ગયો અને એક શખ્સ હાથમાં રીવોલ્વર સાથે અંદર ધસી આવ્યો. તે અરદેશર એદલ બહેરામ હતો. ફરામજી-અદીના પગપર પડી માફી માંગવા મંડયો. તે બોલ્યો "હું બચરવાલ છું-મારી ઝીન્દેગી તમારે હાથ છે. મને બચાવો-મારા

ખુનમાં હાથ ખરડશો નહીં—હું લાચાર છું-હું તમારે તાબે થાઉં છું-શરણે આઉં છું-મને જીવતદાન દો."

"મુજ સરખા એક ખાકી બન્દાના પગ પર પડી મને પાપી બનાવવા કરતાં તારા પાક કિરતારના કદમો પર તારૂં સર ઝુકાવી તારા ગુનાહોની તોઝેશ અને તોબા કર, તારી કંગાલ ઝિન્દગી લઇને હું શું નીહાલ થવાનો છું? ઉઠ, હિચકારા, ઉઠ, ને મારા સવાલનો સીધો ને સાચો જવાબ દે. પેલો કહેવાનો ખોટી સહી વાળો ચેક તેંજ મને આપ્યો હતો કે બીજાએ?"

"મારા મુરબ્બીજી અરદેશર શેઠ, મેંજ મુઝીએ હાથોહાથ તમને આપેલો પણ તે દીનથી આજ લગણ મારૂં દિલ બસ દીન-રાત ડંખ્યા કરે છે. અફસોસ: લાલચુના ફાંદામાં પડી હું ફસ્યો! મને માફ કરો—મારી ઝીન્દગી બચાવો."

"તારી ઝિન્દગી લેવા હું માંગતોજ નથી." અદીએ કહ્યું. "તારા કંગાલ ખુનથી મારા બેગુનાહ દસ્ત આલુદા કરીશ નહીં-તારા પાપી લોહીથી મારા હાથ ખરડીશ નહીં-સિર્ફ એક બે સવાલના જવાબ-માત્ર એક બે પ્રષ્નના ઉતર આપ. પાંચ હઝારનો ચેક તેંજ આપ્યો હતો એમ તું કસમ પર કબુલ કરેછની?"

"હા મારા મહેરબાન, એક નહીં એક હઝાર વાર કબુલ કરૂંછ."

"ઠીક તારા શેઠ લવજીએ તેમ કરવા તુને કહ્યું હતું ની?"

"બેશક એમજ હતું" ફરામજીએ કહ્યુ.

"ફરામજી! તમે શું આટો બાજી બકાટ કરોછ તે સમજોછ કે?" લવજી હવે વચ્ચે પડયો. ધડકધુજારાથી તમારા હોશ ફરાર થયલા અકલ ગુમ થયલી લાગેછ તમારૂં માથું ફરી ગયલું દીસેછ."

"મારૂં ભેજું ચોકકસ અને સમજદારી સાબુત છે લવજી શેઠ, કઇ દુન્યાને સારૂ હું જુઠું બોલું? તકરારી ચેક અરદેશર શેઠને આપવા તમે પોતેજ મને આપેલો. સાચું બોલવા સીવાય હવે છુટકજ નથી. તમને બચાવવા હું મારેથી બનતું કરતે, લેકીન મેં જે અઘોર પાપ કર્યું છે. મરદુમ આઝારીનો ગુનાહ કર્યો છે તેથી હરદમ મારૂં અંતકરણ ડંખે છે. તેનાં દુઃખથી તો બહેતર કે મારો નાશ થાય, દઉલત અને ઇઝઝત જાય. જો હું સાચું નહીં બોલું તો બીજીજ પળે અરદેશર શેઠની પીસ્તોલમાંની ગોળી મારાં મગઝમાંથી પસાર થઇ મારૂં મોઢું સદાનું બંધ કરી દીએ. લવજી શેઠ તમારી નૌકરીનો આવો નતીજો મળ્યો છે પણ હવે હું તમારે ખાતીર મારો જાન ખોહવા માંગતો નથી."

"તું માત્ર એક ફરમાંબરદાર હતો, અને તેં જે કાંઈ કીધું હતું તે હમણાં સાચું બોલ્યો છે એટલે તુને કશી ઇઝા પહોંચાડીશ નહીં" અરદેશરે ફરામજીને કહ્યું; પછી લવજી તરફ ફરી તે બોલ્યોઃ-

"લવજી, ઝાહેરમાં દોસ્તી દેખાડી બાતેનમાં અદાવત રાખી મારી સાથે તું દગો રમ્યો છે. લેકીન દગો કોઇનો સગો નથી. આખીર નેકીનો નતીજો નેક ને બદીનો અંજામ બદ છે. તારા ખાબોખીઆલમાંબી નહીં હશે કે યરોડાની તુરંગમાંથી હું સહી સલામત બાહેર નીકલીશ અને વળી નીકલીને આ મુજબ તારીપર ગાલેબ બની-ને તારાંજ મકાનમાં ઉભો રહીશ. તેં અને તારા કારભારી ફરામજીએ એક નીચમાં નીચ કાવતરૂં રચી મને વગર વાંકે બંદીખાને નંખાવ્યો હતો પણ બચ્ચાજી હવે તારી વારી આવી છે. તું કે તારો કારભારી હવે છટકી શકવાનો નથી. આ સામે બેઠેલા ગ્રહસ્થ હું ધારૂં છું કે તેજ છે કે જેમને બે દીવસ અગાઉ મેં યરોડામાં જોયલા-એવણ

આજના બનેલા બનાવના ગવાહ રહેશે. હવે તારા દહાડા ગણાઇ ચુકેલા જાણજે, તું કાવત્રાં બાઝ છે તો હું તારા કરતાં બમણો કળા-બાઝ છું, પણ મારી યુક્તી કોઇનું પણ બુરૂં કરવા વાપરી નથી પણ બુરાઓને ઇન્સાફની દેવડીએ ચહડાવી સઝાએ પહોંચાડવા માટેજ વાપરી છે. જાણુ એ હઇયાંના ફુટેલા બદમ્આશ કે કયદખાનાના લોકોને આંખે અવળા પાટા બાંધવા મે ચોક્કસ બીમારીના ઢોંગ કીધા-તે મારી યુક્તીમાં હું ફાવ્યો—અને આજે તારો જમ બની અહીં ઉભો છું તે તો તું તારી આંખોએ જુવ છે. આ યુક્તિથી કયદખાનાથી ફરાર થઇ સરકારનો ગુન્હેગાર બનવાનું કારણ એ સુરતે ઇન્સાનમાં શયતાન. તું-તુંજ છે. કારણકે તેં બદ ચલનોથી મને દીવાનો બનાવી મુકયો, તેં મારૂં છુટાપણું છીનવી લીધું—તેં મારી ઇઝઝત અને હુરમત ખાકમાં મેળવી તેં મારી આખી જીન્દેગી બર-બાદ કીધી; પણ તારી આ બધી બદમાશીને ઢાંકે તેવું એક કામ જેથી મારો ગુસ્સો હું દબાવી શકયો નહીં તે તો જેને મેં જીગરથી ચાહેલી—જે મને જાનથી ઝીઆદા ચાહનારી-તેને ઝબરદસ્તીથી તારા દામમાં ફસાવી પોતાની પરણેતર કરવા તેણીપર પાડેલો સીતમ છે. એ બીના એક અજબ સંજોગથી મેં જાણી—જેલખાનામાં આવેલાં એક અખબારમાં તારા નરગેસ સાથ થનારાં લગન—ધામધુમથી થનારી શાદીની ખબર વાંચી, અને તે વાંચતાંજ મારો પી-તો ઉછ-ળ્યો. તેજ પળે મેં મન સાથે નકકી ઠેરાવ કીધો કે જીવને જોખમે જેલમાંથી બાહેર પડી તુને ઠાર કરવો. જે નીર્દોષ મનમોહન છોક-રીને હું ચાહતો હતો અને ચાહું છું તેની સાથ તું લગનના ગાંઠથી જોડાય તે પહેલાં તારાં શરીરપર સચકારના ગાંઠ બંધાયલા જોવાને હું આરઝુમંદ બન્યો."

"અને જે કમનસીબ છોકરીને તમે ચાહો છો તે તમારી વફાદાર તમારીપર કુરબાન થવાને હાઝર છે," એમ બોલતી

પલંગપરથી છલાંગ મારી દોડતી આવી નરગેસ અદીને વળગી પડી. પોતાના પાસાંમાં દાબી નરગેસને એક આરામ કુરસી પર બેસાડી ફરામજી તરફ ફરી અદી બોલ્યો. "તેં જે જે મોંહડેથી કબુલ્યું તે બધું હવે લખી આપ. અને લવજી, તું—" તે ઓરડામાંથી સટકી જતો હતો તેને રોકીને કહયુ "કયાં સટકવા માંગે છે? તારે વાસ્તે તો આ ભરેલી રિવોલ્વર તૈયાર છે—હવે ખુનપર ચહડેલો છું–હું કોઇની દરકાર કરનાર નથી. મને રહેજબી ગુસ્સાનો સબબ આપ્યો તો તારા મૌતનો તુંજ જોખમદાર સમજજે. ફરામજી જે એકરારનામું લખી આપે તેપર ગવાહ તરીકે તારે સહી કરવી પડશે. ચાલો મી૦ કારભારી હવે બધાંના કોઠાં ના જોયા કરો, પેલી મેઝપર બેસી ખરેખરૂં બધું લખી કહાડો."

"ખબરદાર ફરામજી! સંભાળીને હાથ કાપી આપજો." લવજી બોલ્યો. "એ તમે શું ઘેલાં કહાડવા બેસોછ તેનું તમને કાંઇ ભાન બળ્યું છ? એક સર તાપા ગુનેહગાર—તુરંગમાંથી નાસી આવેલો કયદી તમને ડબરાવે અને તમે તેની મરઝી રાખો? મારા સાહેબ ઝરા સમજ પકડો ને તમારા હાથમાંની કલમ ફેંકી દો."

"ઓ ખુરીઆ ખંજર, ઓ છુપા બદમ્આશ, હવે તેમ બનશે નહીંજ" ફરામજીએ મકકમ જવાબ આપ્યો. "હું મારા જાનથી હાથ ધોઇ બેઠેલો નથી વળી હું ખુશ છું કે મારાં પાપનો પશ્ચાતાપ કરવાની ઘણી જલ્દી ટક મળી છે જેથી મારા મનપરનો ભાર હલકો થઇ જશે. મારૂં હઇયું ડંખતું અટકશે–હું સુખથી જમી નિરાંતે હવે ઊંઘી શકીશ અરદેશર મારા કીએ દહાડેના દુસ્મન? મારી મુફલેસી મારી નાણાં સંબીધી નબળી હાલતનો લાભ લઇ તમોએ લાલુચ બચાવી મને ફસાવ્યો અને તંગદસ્તીને સબબે હું કમનસીબ તમારે હાથે વેચાયો—તમે મને પૈસા ધિર્યા ને હું તમારી ઇચ્છાઓનો ગુલામ બન્યો; પણ ધડક ધુજારાની ઝીંદગી ગુઝારવા કરતાં કેદખાનું ભોગવવું–બલકે મરી જવું બહેતર છે."

"હવે તારી ફ્યલસુફી છોડી મુંગો મુંગો એકદમ લખવા માંડ" અરદેશરે તેને થથરાવ્યો, અને પછી લુચ્ચા લવજી તર્ફ ડોળા કક-ડાવતાં તે હિચકારોબી અદબ વાલી એક કોરે ઉભો; અને બેચયન બની વારંવાર દરવાઝા તરફ જોતો રહયો કે લાગ જોઇ ખુલ્લી જાય. લેકીન અરદેશરે તેનીપર ચોકકસ નિગાહ રાખી હતી. તેણે ફરીથી દમામમાં ફરામજીને કહ્યું "વિચાર શું કરેછ? ખરેખરી બીના લખી કહાડ!"

ફરામજી બિચારો અધોડ ઉંમરનો આસામી હતો. નીચી મુંડીએ તેણે લખવા માંડયું—લખતાં તેનાં હાથ ધ્રુજતા હતા. કમરામાં સવ શાંત અને ચુપાચુપ હતું. નરગેસ અરદેશરની બાઝુએ આવી ઊભી હતી. જાણે જાદુઇ લાકડીના એકજ સ્પર્શથી બદલાઇ ગઇ હોય તેમ તેના ફિકકા રૂખસારાપર ગુલાબી રંગ ફરી વળ્યો. તેની મંદ થયલી ચશ્મો ચમકવા લાગી—અરધા કલાક અગાઉની દુ:ખી અને નાસિપાસ નરગેસને બદલે તંદુરોસ્ત અને તાબોતવાનભરી નરગેસ બની ગઇ!

આખરે ફરામજીએ લખવાનું ખતમ કીધું અને કપાળપરનો પસીનો લુછતાં તે કાગળ અરદેશરના હાથમાં મુકયો. અરદેશરે તે પર્ચો મારા હાથમાં આપતાં કહ્યું "મહેરબાની કરી આ ઝરા બુલંદ આવાઝે વાંચશો સાહેબ!" અને મેં તે નીચે મુજબ વાંચવા માંડયું ત્યારથી ખતમ કરવા સુધી ત્યાં ઉભેલું દરેક જણ ડાચું વકાસી ડોળાં ફાડી ગંભીર ચુપકીદી સાથ જોતું ઉભું:—

"શેઠ લવજી લાહેર સોલીસીટરનો હું વડો કારભારી ફરામજી ફકીરજી ફનીબંદા મારી અકકલ હોસ્યારી અને રાઝી—રઝામન્દીથી પાક ખુદાને હાઝીર વ નાઝીર સમજી આ દસ્તાવેઝ લખી આપું છું કે મારા મઝકુર શેઠ લવજીએ તારીખ સાતમી સપટેમ્બર ૧૮૯–ને દીને મારા હાથમાં એક ચેક મુકી જણાવ્યું કે તે શેઠ અરદેશર એદલઅહેરામને સુપોર્દ કરવો, અને તેમ કરતાં તેવણ એવું બોલેલા

મને ચોકકસ યાદ છે કે "એ પોર્યો હમણાં ઘણી તંગીમાં આવી પડયોછ તેને એ પાંચ હજાર પાંચ લાખને ઠેકાણે કામ લાગશે." તે વખ્તે અરદેશર શેઠ નરગેસ બાનુ સાથે અદરાયલા હતા તે હું જાણતો હતો લેકીન તેવણ નાણાની તંગીમાં હતા એ હું જાણતો ન હતો, તેથી મેં મારો તે મુજબનો વિચાર દરશાવતાં લવજી શેઠે મને કહ્યું કે "અરદેશર મોટી આફતમાં આવી પડેલો છે. કોઇનો ઝમાનત થવાની મુર્ખાઇ કરી ફસી પડયો છે. દસ દિવસમાં અગર ત્રણ હઝાર ભરપાઇ નહીં કરી આપશે તો વગર ભાડેના ઘરની સફેર કરવા જવું પડશે. એ બિચારાએ ગઇ કાલે મીસ નાણાવટીની હુઝુરમાંજ મારી પાસે કાલાવાલા કરી ત્રણ હઝાર ઉછીના માંગ્યા પણ તે વકતે મેં ના કહેવાથી તે બાપડો દિલ શિકાસ્તા થયલો જણાયો.

"અને તે છતાં તમે હવે ત્રણને બદલે પાંચ હઝાર આપવા નિકળ્યા છો? મેં અજાયબીથી પૂછયું. તો જવાબ દીધો કે 'બે હઝાર ફાલતુ પડશે તો એ બિચારાને કામ લાગશે કાંઇબી કરીને એ ચેક આજનો આજ તેને પહોંચાડવો. તમે ધારોછ તેના કરતાં એ બાબતમાં વધારે ઉંડો ભેદ સમાયલો છે. જુવો ફરામજી સાંભળો મારી સાથે એક કાવત્રામાં શરીક થશો તો તેમાં તમારોબી લાભ છે. આ ચેક જયારે આસપાસ કોઇ હાઝીર નહીં હોય તેમ એકાંતમાં આપવાની કાલજી રાખજોજી ને જેવો એ મારી બેન્કમાં વટાવી આવે કે તેની ખબર આપજો, બદલામાં હમણા પાનસો રૂપ્યાની ઝુરૂરત છે તે તમને ઇનામ-ભેટ તરીકે આપીશ.' મેં પુછયું કે સાહેબ તમે શું બોલો છો તેની બરાબર સમજ પડતી નથી. 'સમજ ને નહીં સમજ-તમને હમણા એતલી રકમની ઝુરૂરત તો છેજ કેની?" તેવણે પુછયું. અને મેં જવાબ આપ્યો કે 'ઘણીજ અગત્ય છે' કારણ કે કણ્યાનો આંકડો વધી ગયો હતો, અને ભાડું ચઢી ગયું હતુ, અને દુકાળમાં અધિક માસ મારી બૈરી બીમાર હતી એટલે મારા શેઠની

આ ઉદાર બખ્શેશ હું ના પાડી શકયો નહીં તે છતાં પૂછયું કે લવજી શેઠ તમે શું ગતમાં રમો છો? આ સવાલથી તેવણુના ચહેરો ફિકકો પડતો મેં જોયો, પછી તેવણુ બોલ્યા કે 'એજ કે પેલા કમીના અદીનો કાંટો કહાડવા માંગું છું–તેને મારા રસ્તામાંથી દુર કરવા ચાહું છું.' હું ગભરાયો અને પૂછયું કે 'અરદેશર શેઠ તે તો તમારા દોસ્ત થાય તેમની સાથે એમ કરવાનો સબબ?' તો કહેજે 'સબબ? બેસબબ! દોસ્ત? દુન્યામાં એનાથી વધારે હું શયતાનનેબી વિકકારતો નથી. એ કમીનો કંગાલ નરગેસ અને મારી વચ્ચે એક કાંટા સમાન છે. હું નરગેસને પરણવા માંગું છું, પણ તે પહેલાં એ કાંટાને દુર કરવાની ઝુરૂરત છે. અલબતા એનું ખુન કરવા જેવું પાપી કામ તો હું નહીં કરૂં, લેકીન એને બંદીખાને નંખાવવાનુ કામ તો પાનને ચુનો લગાડતા વકત લાગે તેથીબી વહેલું બની શકશે. પણ તે કયારે? આ ચેક તે વટાવે ત્યારે.–વાસ્તે મારૂં આટલું નજીવું કામ સરંજામે પહોંચાડતાંજ તારા હાથમાં પાનસોની થયલી પડેલી જોશે."

"પાપી પૈસા! એને ખાતિર ઇન્સાન શું નહીં કરે? હું લાલુચની જાલમાં ફસ્યો. ને પૂછયું કે 'એટલુંજ કે કાંઇ બીજુંબી? જવાબ મળ્યો કે 'હું એ નાપાક અદીને કાયદાની ચુંગાલમાં ચાંપીને કચડી નાંખવા માંગુ છું—હું એને જાલસાઝી—ખોટી સહી કરવાના ઇલઝામપર ગિરેફતાર કરાવવા ચાહું છું–અને તે સાબિત કરવા તમારી મદદની મને ઝુરૂરત પડશે, તે ઝરૂર કહેશે કે એ ચેક તો તમે આપ્યો હતો- જેનો તમે તદન ઇનકાર કરજો–ખરૂં કહું તો આપણ બન્નેને કસમપર ખોટી ઝબાની આપવી પડશે. જો આપણે આપણા ઠરાવપર મુસ્તકીમ રહીશું તો હું ખાતરી આપું છું કે આખીરશમાં આપણી ફ-તેહજ છે. હા, એક હલગ, કમીના, જાલસાઝ સાથ નરગેસને હું પરણાઉં નહીં બઃકે તે પોતેજ તેમ

કરે નહીં. વળી ઓછામાં ઓછી સાત વરસની સજા થશે એટલે આપણી મતલબ બર લાવવા જોઇએ તે કરતાં વધારે વકત આપણા હાથમાં રહેશે."

"હું એવાં કરમથી કમકમ્યો–મેં તેમના કહેવા મુજબ કરવાની સાફ ના પાડી, ત્યારે તેવણે મને કહ્યું કે 'આજની રાત વિચાર કરી, કાલે જવાબ દે જે." આખી રાત મને ઊંઘ નહીં આવી. એક તર્ફ અંતઃકરણ વિરૂધ કરવાનું કામ, ને બીજી બાજુ બાળ બચ્ચાંની તબાહીનો ખીઆલ એ બેના જંગ વચ્ચે હું તંગ થઇ ગયો. પણ આખીરશ મારી મુફલીસી ઉપર પૈસાની લાલુચ ફાવી ટુંકમાં મારા સંગદિલ શેઠની મરઝી રાખવા તેમની સુચના મુજબ બધું કીધું—અને પરિણામમાં નિર્દોષ અરદેશર શેઠ કયદ પડયા. ઉપલી બીનાનો કસમ ખાઇને કોઇબી કોર્ટમાં એકરાર કરવાને હું હાઝીર છું.

"લી૦ ફરામજી ફકીરજી ફનીબંદા."

ઉપલું વાંચી રહી હું બોલ્યો "એનીપર ગવાહીની ઝુરૂરત છે. બાનુ નરગેસબાનું એપર તમારી સહી કરશોજી?" અને એક બોલ બોલ્યા વગર નરગેસે તે એકરાર નામાંપર એક શાક્ષી તરીકે મારી સહીની નીચે પોતાના દસ્તખત કીધાં. પછી અરદેશર તર્ફ ફરી મેં કહયું "બલાઇ કરવાનો કે દયા દેખાડવાનો આ વકત નથી; ઘણુંજ નીચ બલ્કે ઘાટકી કામ કરવામાં આવ્યું છે. અને તેનો ઇન્સાફ થવો જોઇએ. મહેરબાની કરી ઠાણાંપર જઇ પોલીસને લાવશો: તમારી સામે કાવત્રું રચવા તથા તમને ખોટી રીતે કયદ કરાવવા તથા કસમ પર જુઠી ઝબાની આપવાના આરોપોસર એઓ અબ ઘડી ગિરેફતાર થવા જોઇએ."

"સબર અરદેશર! જવા પહેલા મારી એક વાત સાંભલી લે." હમણાસુધી અદબવાળી ચુપ ઊભેલો લવજી સામે આવી બોલ્યો. "ફરામજીના પોતાનાજ એકરારથી લોભ સાબેત થયો છે, તો એવા લોભને ખાતિર એ શું નહીં કરી શકે? વાસ્તે આવતી કાલે સ્હવારે માજીસ્ત્રેટની રૂબરૂ હું સાબેત કરીશ કે પેલાં ચીથડાંમાં લખેલો બોલેબોલ તદનજ બનાવટી અને બીલકુલ ખોટો છે. એક તુરંગમાંથી નાસી આવેલા કયદીના અઘટિત દબાણથી મારી સામે ચોકઠું માંડવામાં આવ્યું છે—મને ફસાવવાની ફોકટ જાલ પાંથરવામાં આવી છે—લેકીન એક બાહોશ ન્યાયાધિશ આગળ તે જાલના ટુકડે ટુકડા થઇ ગયલા બતાઉં નહીં તો મારૂં નામ લવજી લાહેર નહીં પણ લવજી હજામ! સુરજ સામે ધુળ છાંટનાર પોતાનીજ આંખોમાં ખાક ભરે છે તેમ મારી સામે તરકટ રચનાર પોતાનાં માંડેલાં છટકાંમાં પોતેજ સપડાશે."

"હજી કાંઇ બોલવુ છે કે બસ?" અરદેશરે ધીમેથી પણ તોરમાંજ પૂછયું.

"હાલ તુરત વધુ બોલવા માંગતો નથી." લવજીએ કહ્યું. "પણ આખીરશ તુંજ પસ્તાશે."

*　　　*　　　*　　　*

બીજા અરધા કલાકમાં તો લવજી અને તેનો કારભારી ફરામજી પોલીસ ચોકીપર ચાંચડા મારતા થયા; અરદેશર અને નરગેસ આગલી પાછલી વાતે વળગ્યાં અને હું જે જે બનાવ બન્યા હતા તેથી વાકેફ કરવા કુંવરબાઇ આગળ ગયો. ગરીબ બીચારા! પોતાના ભાઇની ગયર વર્તણુકની વાતો સાંભળી ઘણાં દુ:ખી થયાં પણ પોતે પાક અને સાફ દલ, તથા સદા રાસ્તીનાં સાથી હોવાથી ટુંકમાં 'કરે તે ભરે' એમ સબ્યારો લઇ બેઠાં.

ઉપલા બનાવ પછી શું બન્યું તે લંબાણ કરીશું નહીં.

બીજી સહવારે અરદેશર એદલબહેરામને હું મારા વકીલને ત્યાં લઈ ગયો જેવણે સલાહ આપી કે તેણે તુરત યરોડા પાછા ફરી જેલના અમલદારોને શરણે જવું; તે અરસામાં તેના છુટકારા સારૂ વાઇસરોયને અર્ઝ કરવામાં આવશે.

એક અઠવાડીઆંમાં તો અરદેશરને માફી બખ્શનારો હુકમ આવી પહોંચ્યો ને અરદેશર બાઆબરૂ છુટો થઇ મુંબઇ આવ્યો. શરીફ બદમ્બ્અ.શ—લુચ્ચા લવજી—અને તેનાં પુછડાં ફરામજીની તપાસ શુરૂ થઇ, તેઓપર તમામ આરોપો સાબેત થયા—અને સાત સાત વર્ષની સખ્ત મજુરી સાથની કયદની સઝા કરવામાં આવી–અને હવે તેઓ યરોડામાં પત્થરા ફોડે છે. હા, ઝમાના! આજે જેની ચલડતી કાલે તેની પડતી! કર ને જો આ જેહાનમાંજ છે–માટે ઓ ઇન્સાન કોઇનું બુરૂં કરવા પહેલાં પાંચ વાર વિચારજે, કોઇનું બદ કરી પોતાનું ભલું થવાની કદીબી આશા રાખતો ના.

નરગેસ ઉમરમાં આવવાથી પોતાની બાપીકી મીલકતની માલિક અને મુખ્ત્યાર બની હતી, અને અરદેશર એદલબહેરામ સાથે પરણીને અમન ચમનમાં રહેતી હતી. તે ઉદાર દિલની છોકરી ભલી કુંવરબાઇને ભૂલી નહીં હતી. આજે કુંવરબાઇ તેનાં સલાહકાર અને ઘરનાં કરતા કારવતા બની ઉપલાં સુખી જોડાં સાથે સુખમાં પાક દાદારની યાદમાં દહાડા ગુઝારે છે.

પ્રીય વાંચક, મ્હારા મીત્ર ડો૦ મંચેરશાહના દાસ્તાને તહમને સ્હેજબી રીઝવ્યાં હોય તો તે ઉતારી લેવાની મારી ઝહેમતનો પૂરતો બદલો મળેલો માનીશ.

**ખુદા હાફેઝ!**

**પાક ખુદા આપણા નામદાર શાહનશાહ જ્યોર્જને સલામત રાખે.**

## "મશરેક"ની લખેલી નોવેલો:

"પરસ્તાને ચમન." (થોડા વખતમાં બીજી આવૃત્તી બાહાર પડશે)

"બેચેન દુન્યા."
"ખલા ઘાંચીનુ કુટુંબ."
"હમશીર કે શમશીર."
"અકલમંદ દીવલુદ."
"તલવારની ધાર."
"તકદીરની તકલીફ."
"જહાંગીરનામું."

(છપાય છે)

"કીસ્મતની કીશતી." કી. રૂ. ૧॥.

"હીંદની ખુબસુરત પાદશાહ બેગમો." કી. રૂ. ૨॥.

"તકસીરદી તાજ." કી. રૂ. ૩.